# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

આપણા આ ધર્મપરાયણ દેશમાં સમય સમય પર એવા મહાપુરુષો પેદા થતા રહ્યા છે કે જેમણે ભારતના ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક ઈતિહાસના ઘડતરમાં પોતાનો મહત્વનો ફાળો આપ્યો છે. આવા અસાધારણ મહાપુરુષોમાં તે ભક્તો અને સંતોનાં નામ મોખરે છે, જેમણે હિન્દુ ધર્મ અને સંસ્કૃતિનું સાચું રુપ અને ગૌરવ અકબંધ રાખ્યાં અને સમાજના તિરસ્કૃત, ઉત્પીડિત અને નિરાશ્રિત લોકોને આદર, આશ્રય અને સાંત્વના આપીને એવો સમાજ રચવાનો પ્રયત્ન કર્યો જેમાં દરેકને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સમાનતા મળે. આવા પરમ સંતોમાં ભક્ત-શિરોમણિ શ્રી ગુરુ રવિદાસનું નામ ભારે આદરપૂર્વક લેવામાં આવે છે, જેમણે ચમાર જાતિમાં જન્મ લેવા છતાં પ્રાચીન સંસ્કૃતિના સાચા સ્વરુપને પરિશુધ્ધ પ્રસ્થાપિત કરીને તેને યુગો સુધી જીવંત રાખવા માટે જે મહાન કાર્ય કર્યું તે જનકલ્યાણકારી હોવાની સાથે અનુપમ પણ છે.

ગુરુ રવિદાસજી 14મી સદીના એ સંતોમાં અગ્રણી હતા જેમણે સહજ સરળ ભાષામાં પોતાની રચનાઓ દ્વારા ભક્તિરસની પવિત્ર ગંગા વહાવી. માનવમાત્ર માટે સમાનતાનો સંદેશ આપ્યો. તત્કાલીન ભારતના કરોડો અશાંત લોકોને આશ્વસ્ત અને શાંત કર્યાં. અંધવિશ્વાસ તથા અસમાનતાથી પીડિત જનમાનસને ઉદ્‌બોધિત કર્યું.

રવિદાસજી જન્મજાત સંત હતા. તેઓ ગૃહસ્થીથી બંધાયેલા હોવા છતાં પૂરેપૂરા સંત જ રહ્યા. તેમણે ભક્તિ આંદોલનને નવી દિશામાં વાળી તેને માનવ કલ્યાણ અને સમાજ સુધારાનું આંદોલન બનાવ્યું. જેથી સામાજિક સંગઠનને એવી અનોખી પ્રેરણા શક્તિ મળી જેણે પુરાતન સંસ્કૃતિનું રક્ષણ કરવા સાથે સાથે માનવતાને બચાવવામાં પણ સહાયતા કરી. આથી અંતે "માનવ માનવ સહ સમાન"ની ભાવનાએ એવા જનકલ્યાણકારી આંદોલનનું રૂપ ધારણ કર્યું જેને પરિણામે કર્મમય જીવન જ સાચો ધર્મ મનાવા લાગ્યો. રવિદાસજીએ 'કર્મ એજ ધર્મ છે'નો સિધ્ધાંત અપનાવી ગીતાના એ આદેશની પુષ્ટિ કરી છે કે ઈશ્વરનો આશ્રય સ્વીકારતાં રહીને હંમેશાં કર્મરત રહે તો મનુષ્ય ભગવત્કૃપાથી અનશ્વર પરમપદને પ્રાપ્ત કરે છે. (ગીતા 18-56). રવિદાસજીએ પોતાની વાણીમાં કહ્યું છે કે -

**જિહ્વા સોં ઓંકાર જપ, હત્થન સોં કર કાર,**
**રામ મિલહિં ઘર આઈકર, કહિ રવિદાસ વિચાર ।**

**નેક કમાઈ જય કરહિ, ગ્રહ તજિ બન નહિં જાય,**
**રવિદાસ હમારો રામ રાય, ગ્રહ મેહ મિલિહિ આય ।**

સતગુરુ રવિદાસની વાણીમાં કટુતાને સ્થાને મધુરતા અને વિનમ્રતા છે. એમણે ન તો કોઈ ના ઉપર આક્ષેપ કર્યો છે, ન તો વ્યંગ કર્યા છે. તેઓ કબીરજીના સમકાલીન હોવા છતાં તેમણે તેમની ભાષાનો પ્રયોગ કર્યો નથી.

તેઓ મધુર સ્વભાવના સાચા વૈષ્ણવ, અહિંસક, નિરભિમાની પરમ સંત હતા, જેમણે અનેક અડચણોમાં પણ ભગવત્ ભક્તિનો માર્ગ છોડ્યો નહીં અને જાતમહેનતથી પોતાની રોજીરોટી કમાતા રહ્યા. સાધુસંતોની સેવા કરતા રહ્યા અને જીવનપર્યંત એવા સમાજની સ્થાપના માટે મથતા રહ્યા, જ્યાં સૌને સમાનતા, આત્મિક શાંતિ અને સુખ મળતાં રહે.

રવિદાસજીએ અલગ અલગ સંપ્રદાયો-મતવાદોને આત્મસાત કરી પોતાના ધર્મપ્રચાર અને સમાજ સુધારના કામને એક સ્વતંત્ર રૂપ આપ્યું. જેને આપણે માનવધર્મ અથવા વિશ્વધર્મની સંજ્ઞા આપી શકીએ, જેમાં નથી કોઈ કર્મકાંડનું બંધન કે નથી કોઈ નાત-જાત પર આધારિત મર્યાદા. ગુરુ રવિદાસજી ની જનકલ્યાણની આ વિચારધારાએ તેમને સર્વજનશ્રધ્ધેય બનાવી દીધા. સંત શિરોમણિ રવિદાસના જીવન પ્રસંગો તથા તેમની અમૃતવાણી આજના આ વૈજ્ઞાનિક યુગમાં પણ ભાવહીન કઠોર માનવહૃદયને દ્રવિત અને રસપ્લાવિત કરવાની ક્ષમતા ધરાવે છે. પછાત વર્ગના કરોડો લોકોને સાંત્વન આપી તેમનું માર્ગદર્શન કરે છે.

મહાપુરુષોનુંજીવનઅને તેમનો અમર સંદેશ જનસાધારણ માટે 'દીવાદાંડી'ની ગરજ સારે છે. તેથી એ જરૂરી છે કે એમને દેશની આવી મહાન વિભૂતિઓની જાણકારી આપવામાં આવે જેથી તેઓ જાણી શકે કે આપણો દેશ કંઈ કંઈ પરિસ્થિતિઓનો સામનો કરતાં કરતાં આજે આ સ્થિતિએ પહોંચ્યો છે.

"રાષ્ટ્રીય જીવનચરિત્રમાળા" શ્રેણીમાં ગુરુ રવિદાસનું આ જીવનચરિત્ર પાઠકો-વાચકો માટે રજૂ કરવામાં આવે છે. તેનો હેતુ વિદ્વત્તાપૂર્ણ અને સમગ્ર જીવનવૃત્ત પ્રસ્તુત કરવાનો નથી, પરંતુ જનસાધારણને તે પરમ સંત રવિદાસ વિષે કશુંક જણાવવાનો છે. જેમની પવિત્ર વાણીમાં નિર્માણકારી તત્ત્વ, જીવનની પવિત્રતા, આચરણની શુધ્ધતા, વાસનામુક્તિ, પ્રભુમિલનનો તલસાટ, માનવપ્રેમ, ઉદારતા, શીલ, ક્ષમા, સંતોષ, સાધુતા, વિનમ્રતા, વિવેકશીલતા વગેરે અનેક વિશેષતાઓ છે. જે આજના આ વૈજ્ઞાનિક યુગે ભટકતા કરેલા મનુષ્યને પ્રભાવિત કરી, માનવમાંથી મહામાનવ બનાવવાની ક્ષમતા રાખે છે. સંતો-ભક્તોએ જનતાની ભાષામાં પોતાની રચનાઓ રચી પોતાનો અમર સંદેશ આપ્યો છે. શાશ્વત મૂલ્યો, તેમની આ રચનાઓમાં-વાણીઓમાં વ્યક્ત થયાં છે. તેથી તે વાણી દરેક દેશ, સમાજ અને કાળ માટે એક વિશેષ આવશ્યકતાવાળી સંતવાણી થઈ પડી છે. રવિદાસનું જીવન-ચરિત્ર અને તેમની અમૃતવાણી જનકલ્યાણકારી છે. જનકલ્યાણ માટે જ આ પુસ્તિકા લખવામાં આવી છે. હું ન કોઈ વિદ્વાન છું

કે ન સારો લેખક. હું જરૂર એક જન્મજાત સમાજસેવક છું, જેનો સંબંધ રવિદાસ પરિવાર સાથે છે.

મારી સમાજ સેવા અને રવિદાસ પ્રત્યેની શ્રધ્ધા અને નિષ્ઠાને કારણે જ નેશનલ બુક ટ્રસ્ટે, શ્રી રવિદાસ સભા, યુ.કે.ના આગ્રહથી મારી પાસે આ નાનકડી પુસ્તિકા લખાવડાવી છે. આ પુસ્તિકાને નેશનલ બુક ટ્રસ્ટે છાપવાનો નિર્ણય લઈને અમારા સમાજની મોટી સેવા કરી છે, જેને માટે હું અમારા સમાજ વતી આભાર માનું છું. મને આશા છે કે જે ભાવના અને વિશ્વાસથી પ્રેરિત થઈને મેં આ પુસ્તિકા લખી છે. તેજ ભાવનાથી વાચકો એને જોશે અને જ્યાં ક્યાંય કશી ભૂલ દેખાય તો તેને ઠીક કરી મને જણાવે તો હું તેમાં સુધારો કરી શકું.

**– આચાર્ય પૃથ્વીસિંહ આઝાદ**

# 1. રામાનંદનું ભક્તિ આંદોલન અને ગુરુ રવિદાસ

ભારતીય સંસ્કૃતિ વિશ્વની પ્રાચીનતમ સંસ્કૃતિઓમાં એક છે. આ સંસ્કૃતિનો પરિચય કરાવનાર ગ્રંથ ઋગ્વેદ છે. જે વિશ્વનો સર્વપ્રથમ ગ્રંથ છે. વેદમાં ભારતીય સંસ્કૃતિનું સાચું સ્વરૂપ બતાવ્યું છે. જે મનુષ્ય માત્ર માટે સમત્વ અને મમત્વનું અદ્‌ભુત ઉદાહરણ પુરું પાડે છે. એમાં માનવ સમાજ માટે સમાન વ્યવહારના ભરપૂર વિચારો રહેલા છે. તેના અધ્યયનથી એ ફલિત થાય છે કે ભારતીય સંસ્કૃતિના મૂળમાં માનવ માનવ વચ્ચેની સમાનતાનો ભાવ રહેલો છે. શરૂ શરૂમાં જાત કે ઊંચ-નીચના કોઈ ભેદભાવ હતા નહિ. મનુષ્યની રહેણીકરણી અને આચાર વ્યવહાર જ તેના ઊંચનીચપણાની સાચી પરખ હતી. મનુષ્ય સમાજમાં નાત અને કુળને કારણે ભેદભાવની વાત ઘણી પાછળથી આવી.

ઋગ્વેદના પુરુષ સૂક્તનો એક મંત્ર (ઋગ્વેદ 10, 90, 12)

**બ્રાહ્મોઙસ્ય મુખમાસીદ બાહુરાજન્યઃ કૃતઃ ।**
**ઉરુતદસ્ય યદ્ વૈશ્યઃ પદભ્યાંઙ શૂદ્રોં અજાયત ॥**

અર્થાત્ ‘‘વિરાટ રૂપ પરમાત્માના મોઢામાંથી બ્રાહ્મણ, ભૂજાઓમાંથી ક્ષત્રિય, જાંઘમાંથી વૈશ્ય અને પગમાંથી શુદ્ર પેદા થયા.’’ આ મંત્રમાં માનવ સમાજની રચનાનો એક સુંદર અને સ્પષ્ટ ખ્યાલ આપવામાં આવ્યો છે. આ મંત્રનો ભાવ આ પ્રમાણે સમજવો જોઈએ. માનવ સમાજ એક વિરાટ પુરુષ છે. સમાજમાં ભણનાર-ભણાવનાર, વિચારનાર, સમજનાર અને સમાજના અન્ય લોકોને આદેશ-ઉપદેશ આપનારાઓ આ સમાજ-રૂપ વિરાટ પુરુષનું મુખ છે. તેમને બ્રાહ્મણો કહેવામાં આવ્યા. સમાજનું રક્ષણ કરનાર લોકો સમાજરૂપ વિરાટ પુરુષના ‘હાથ’ છે. તેઓ ક્ષત્રિય કહેવાયા. વ્યાપાર, પશુપાલન, ખેતીવાડી વગેરે દ્વારા સમાજ-વિરાટ પુરુષના ભોજન-વસનની વ્યવસ્થા કરનાર, ‘ઉર-જાંઘ’ ગણાયા અને તેઓ ‘વૈશ્ય’ નામે ઓળખાયા. એ પ્રકારે સમાજના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની સેવા કરનાર, તેમનો ભાર પોતાના ઉપર લેનાર લોકોને ‘પગ’ ગણવામાં આવ્યા અને તેઓ ‘શુદ્ર’નું નામભિધાન પામ્યા. આ રીતે સમાજની વ્યક્તિઓને કર્માનુસાર વિભાજિત કરી તેમને જુદા જુદા વિશેષ નામની ઓળખાવાઈ. આથી શરીરમાં જેમ મોઢું, હાથ, જાંઘ, પગ વગેરે અંગો એકબીજાંથી જોડાયેલાં છે તથા દરેકનું અલગ-અલગ વિશેષ મહત્ત્વ છે, અને જે રીતે એકનું મોટું અને એકનું નાનું

ગણી શકાતું નથી, તે રીતે સમાજમાં બ્રાહ્મણ વગેરે સર્વ લોકો સરખા છે. તેમનામાં નાના-મોટા કે ઊંચ-નીચના કોઈ ભેદ કરી શકાય નહીં.

માનવ સમાજની એકતા અને સમાનતાની આ વૈદિક વિચારધારા છે. વૈદિક યુગમાં આજીવિકા માટે કોઈ પણ કામ ધંધો કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા હતી. કેવળ કામધંધાને કારણે કોઈ વ્યક્તિને નાની મોટી ગણવામાં આવતી નહીં. એક જ કુટુંબના સભ્યો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શુદ્રનું કામ કરી શકતા. અ પ્રમાણે પ્રાચીન યુગમાં વર્ણવ્યવસ્થાનો આધાર ધંધો (કર્મ) હતો. જન્મ નહીં, જે પાછળથી સ્વીકારવામાં આવ્યું.

ભારતીય સંસ્કૃતિ સમાનતા અને વિશ્વબંધુત્વની ભાવનાની પૂર્ણ સમર્થક રહી છે. એનો સૌથી મોટો મંત્ર (સૂત્ર) છે :

**સર્વે ભવન્તુ સુખિનઃ સર્વે સન્તુ નિરામય ।**
**સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિદ્ દુઃખ ભાગ્ભવેત્ ॥**

[સર્વથા સૌ સુખી થાઓ, સર્વે થાઓ નિરામય, સર્વે કલ્યાણને પેખો, કાંઈ દુઃખ ન ભોગવો.]

ઋગ્વેદ (1, 89, 8)નો ઋષિ આ ભાવનાને પ્રગટ કરતાં ગાય છે.

**ભદ્રે કર્ણેભિઃ શૃણયામઃ દેવા ભદ્ર પશ્યમે અક્ષિભિઃ યજત્રાઃ ।**

[અમે કાનથી શુભ સાંભળીએ, અમે આંખોથી શુભ જોઈએ.]

વિશ્વબંધુત્વની ભાવનાથી ઓતપ્રોત યજુર્વેદ (36, 18)નો ઋષિ કામના કરે છે :

**મિત્રસ્ય મા ચક્ષુષા સર્વાણિ ભૂતાનિ સમીક્ષન્ત્યમ ।**
**મિત્રસ્યાહં ચક્ષુષા સર્વાણિ ભૂતાનિ સમીક્ષે ।**
**મિત્રસ્ય ચક્ષુષા સમીક્ષામહે ।**

[બધા મને મિત્રતાની નજરે જુઓ અને હું બધાને મિત્રતાની દૃષ્ટિથી જોઉં, અમે સૌ એકબીજા સાથે મિત્રતાનો વ્યવહાર રાખીએ.]

આ પ્રમાણે ઋગ્વેદનો (10, 191, 3-4, 10, 116, 6) ઋષિ ઈચ્છા કરે છે :

**સમાનો મંત્રઃ સમિતિ સમાની સમાને મનઃ સહ ચિત્ત મેષામ્ ।**
**સમાની નઃ આકૂતિઃ સમાના હૃદયોનિવઃ ।**
**સમાન મસ્તુવાં મનઃ ॥**
**કેવલાધાં ભવતિ કેવલાદી ।**

[આપણો નારો (સૂત્ર) એક હોવો જોઈએ. આપણી સભા એક, આપણો મન વિચાર એક, આપણું ખાવું પીવું પણ એક સાથે હોવું જોઈએ. કારણ એકલ ભોગી પાપી થાય છે.]

એક સ્થાન પર ઋગ્વેદ (5,60,5) સમાન આચરણ અને સમાન ભાવનાની સ્પષ્ટ ઘોષણા કરતાં કહે છે :

**અજયેષ્ઠાસો અકનિષ્ઠાસો એતે સભ્રાતરાં વાવૃધુઃ સૌભગાય ।**
**યુવા પિતા સ્વયા રુદ્ર એષાં સુદુધા પૃશ્નિઃ સુદિના મરુદ્ભ્યઃ ॥**

[આપણામાં કોઈ મોટું નથી, કોઈ નાનું નથી, કોઈ ઊંચ-નીચ નથી. આપણે સૌ સાથે મળીને ભાઈચારાથી આપણા સૌભાગ્ય માટે મથીએ. પરમાત્મા આપણા સૌના પિતા છે અને આપણને સૌને સુખ આપનાર પ્રકૃતિ ઉત્તમ દૂધપાન કરાવનાર માતા તુલ્ય છે.]

ભારતીય સંસ્કૃતિમાં 'માનવ–માનવ સૌ સમાન' ભાવનાને જેમ મહત્ત્વ આપવામાં આવ્યું છે. તેમ મનુષ્યના પવિત્ર અને સદાચારી જીવનને શ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે. પરંતુ આગળ જતાં ભારતીય સંસ્કૃતિનાં આ સ્વરૂપ અને આદર્શ લુપ્ત થઈ ગયાં. કોઈ કોઈ ચુસ્ત રુઢિવાદીઓએ એને બિલકુલ વિકૃત બનાવી દીધાં. તત્કાલીન ધાર્મિક નેતાઓએ જનતા પર એવાં કઠોર બંધન બાંધ્યાં જેથી "માનવ માનવ સૌ સમાન'નો ઉચ્ચ સિધ્ધાંત તો નાશ પામ્યો, પણ સાથે સાથે એક જ ધર્મના અનુયાયીઓને શુદ્ર ચંડાળ, અધમ, નીચ કહી હીન ગણવામાં આવ્યા. એટલું જ નહિ પોતાની ઈચ્છા અનુસાર પ્રભુભક્તિ કરવા પર અનેક બંધનો નાખી તેમને ધાર્મિક સમાનતાના અધિકારથી પણ વંચિત કરવામાં આવ્યા.

મધ્યકાળ (14મી-16મી સદી)માં રાજનૈતિક પરિવર્તનને કારણે હિંદુ ધર્મ અને સમાજ પોતાની ધાર્મિક અને સામાજિક જડતાને લીધે છિન્નભિન્ન થઈ રહ્યો હતો. આ કાળમાં વર્ણાશ્રમ વ્યવસ્થાનાં બંધન વધારે મજબૂત કરવામાં આવ્યાં હતાં. આ કારણે કર્મકાંડ અને આચાર વ્યવહાર પર વધારે જોર દેવામાં આવતું. આથી આભડછેટ, ન્યાત-જાત અને ઊંચ-નીચના વિચાર ઉગ્રપણે જાગ્રત થયા અને ફેલાવા લાગ્યા. આ ચુસ્ત સામાજિક નિયમોના પાલનમાં સહેજ પણ ઢીલાશ રાખનારને ન્યાત બહાર મૂકવામાં આવતાં. આવી રીતે ન્યાત બહાર થયેલા લોકોની અલગ ન્યાતો બનવા લાગી, જેમને નીચ અથવા શુદ્ર ગણવામાં આવતા, જેને પરિણામે ભારતીય સંસ્કૃતિની મૂળ ભાવના અસ્તવ્યસ્ત થઈ ગઈ.

આ સામાજિક પરિવર્તન અને અવ્યવસ્થાની સાથે સાથે ધાર્મિક સ્થિતિ પણ ભારે ચિંતાજનક હતી. એ વખતે ધર્મોપાસનાની જે કાંઈ પધ્ધતિઓ પ્રચલિત હતી તે સર્વમાં બાહ્યાડંબર અને પ્રદર્શનતત્ત્વ વધારે પડતું હતું. સચ્ચાઈ અને પવિત્રતાનો અંશ માત્ર પણ રહ્યો ન હતો. સર્વત્ર કટ્ટર ન્યાતવાદ અને ગુરુપદની બોલબાલા હતી.

આવી નિરાશાપૂર્ણ ચિંતાજનક અને અવ્યવસ્થિત પરિસ્થિતિમાં ઘોર સંકટ કાળમાં પોતાના સમયના મહાન સમાજસુધારક તથા મનુષ્ય માત્ર માટે પોતાના હૃદયમાં કરુણા અને મમતા રાખનાર મહાન પુરુષ સ્વામી રામાનંદજીએ (સંવત 1356-1467) ઉત્તર ભારતમાં ભક્તિ આંદોલનનો પ્રારંભ કર્યો. ડૉ. ગ્રિયર્સનના

શબ્દોમાં "જે વીજળીના ચમકારાની માફક આ વિશાળ દેશના ખૂણે ખૂણે ફેલાઈ ગયું" એણે ભારતીય સંસ્કૃતિને પુનર્જીવિત કરવાનું એક અનુપમ કાર્ય કર્યું. ડૉ. હજારીપ્રસાદ ત્રિવેદીના શબ્દોમાં આપણે કહી શકીએ, "ભક્તિમતે આ પરિસ્થિતિને સંભાળી લીધી અને હિંદુઓમાં નવી અને ઉદાર આશાવાદી દૃષ્ટિનો સંચાર કર્યો."

મધ્યકાળના આ ભક્તિ આંદોલન વિશે કબીર પંથીઓમાં કહેવાય છે કે

**"ભક્તિ દ્રાવિડ ઊપજી, લાયે રામાનંદ" ।**

અર્થાત્ ભક્તિનો પ્રારંભ દ્રવિડ દેશમાં થયો અને રામાનંદે એનો ઉત્તરમાં ફેલાવો કર્યો. દક્ષિણમાં વૈષ્ણવ ભક્તિનો પ્રચાર હતો. જેનું પૂર્વગામી અને પ્રાચીન રૂપ ભાગવત ભક્તિનું હતું. દક્ષિણમાં અનેક વૈષ્ણવ ભક્ત (આલ્વાર) અને આચાર્યો થયા છે. તેમાં 'રામાનુજાચાર્ય' (ઈ.સ. 1017 થી 1137) વિશેષ ઉલ્લેખનીય છે. જેમની પરંપરામાં હર્યાનંદ અને રાઘવાનંદ પછી ચોથા આચાર્ય સ્વામી રામાનંદ થયા.

સ્વામી રામાનંદ વિશે નાભાદાસે પોતાના પુસ્તક 'ભક્તમાલ'માં લખ્યું છે :

**શ્રી રામાનંદ રઘુનાથ જ્યોં દ્વિતીય સેતુ જગતરન કિયો ।**
**વિશ્વમંગલ આધાર ભક્તિ નવધાકે આગર ॥**
**બહુતકાળ વપુ ધારિક પ્રણત જનનિ કો પાર કિયા ।**
**શ્રી રામાનંદ રઘુનાથ જયો દ્વિતીય સેતુ જગરતન કિયો ॥**

રામાનંદજી વિશ્વનું કલ્યાણ કરવાવાળા, દુઃખીયાંના બેલી અને નવધા ભક્તિને માનવાવાળા હતા. તેમણે લાંબુ આયુષ્ય ભોગવ્યું અને અનેક શરણાગતોનો ઉધ્ધાર કર્યો. જેમ રામચંદ્રજીએ સમુદ્ર પાર કરવા તેના ઉપર સેતુ બાંધ્યો તેમ રામાનંદે આ સંસાર સાગર પાર કરવા માટે બીજો સેતુ બાંધ્યો. સ્વામી રામાનંદે જે સેતુ બાંધ્યો, તે ભક્તિ સેતુ. એમણે જનતાને રામભક્તિનો સંદેશ આપ્યો. તેમના મતાનુસાર રામ જ 'બ્રહ્મ' છે અને તેઓ જ (રામ) સંસારના નિર્માતા છે. રામને પામવા એ જ મનુષ્યનો પરમ પુરુષાર્થ છે. જીવાત્માએ રામની જ ભક્તિ કરવી જોઈએ. રામનું નિરંતર પ્રેમપૂર્વક સ્મરણ એ જ 'ભક્તિ' છે.

પ્રભુ ભક્તિને આધાર બનાવી રામાનંદે ભારતીય સંસ્કૃતિની માનવ સમાનતાની મૂળ ભાવનાનો પ્રચાર કર્યો. સમયની જરૂરિયાત પ્રમાણે તત્કાલીન ધાર્મિક વિવિધ વિધાનોમાં ક્રાંતિકારી ફેરફારો કર્યા. તેમણે ધર્મનાં અનેક કર્મકાંડની જગ્યાએ રામની સરળ ભક્તિનો સ્વીકાર કરી તેનો પ્રચાર કર્યો. તેમણે વર્ણાશ્રમ વ્યવસ્થા, ન્યાત-જાત અને આભડછેટની કૃત્રિમ મર્યાદાઓ છિન્નભિન્ન કરી ભક્તિનાં દ્વાર સૌ કોઈને માટે ખુલ્લાં કર્યાં.

સ્વામી રામાનંદ દ્વારા પ્રચારિત વૈષ્ણવ ભક્તિની વિચારધારાએ સમાજમાં જામી પડેલ બધાં જ બંધનોને તાડી ફોડી મનુષ્ય માત્રને ભાઈચારાથી જીવન જીવવાની પ્રેરણા આપી. પંડિત પરશુરામ ચતુર્વેદીએ "ઉત્તર ભારત કી સંત પરંપરા" નામના

પોતાના ગ્રંથમાં રામાનંદજીના મહાન કાર્યનો ઉલ્લેખ કરી યોગ્ય જ કહ્યું છે, "હરિભજનને આધાર બનાવી ન્યાત અને વર્ણસંબંધી ચુસ્ત નિયમોને ઢીલા કરી સર્વ સાધારણને પણ કુળવાન તરીકે અપનાવવાની પ્રથા ચલાવી. તેમણે મનુષ્ય માત્રની સાચી એકતા તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું."

ઉદાર મનના સ્વામી રામાનંદના આ ક્રાંતિકારી વિચારો તથા એમની વિદ્વતા, મહાન વ્યક્તિત્વ, સરળ જીવન, સહૃદયતા, માનવપ્રેમ તથા ભક્તિભાવનાથી પ્રેરિત અને પ્રભાવિત થઈને સમાજના બધા વર્ગોના નાના-મોટા સૌ તેમની તરફ આકર્ષાયા. તે લોકો કાં તો તેમના શિષ્યો થઈ ગયા અથવા તેમને ગુરુવત્ સન્માની તેમના માનવતાવાદી વિચારોને પોતાના વ્યક્તિગત જીવનમાં સ્થાન આપી તે પ્રમાણે આચરણ કરવા લાગ્યા. આ રીતે તત્કાલીન સમાજમાં સન્યાસીઓ, સંતો, ભક્તો અને સદ્ગૃહસ્થોની એક વિશાળ સેના તૈયાર થઈ ગઈ. જેણે તત્કાલીન સમાજના વિકૃત સ્વરૂપ ઉપર વિજય પ્રાપ્ત કર્યો. તેણે એવા નવીન સમાજની સ્થાપના કરી જે ભક્તિ અને સદાચાર પર આધારિત હતો અને જેમાં ન્યાત-જાત, આભડછેટ, ખાન-પાન તથા ઊંચ-નીચના કોઈ ભેદભાવ ન હતા.

ડૉ. મુંશીરામ શર્માના ('ભક્તિ કા વિકાસ' પાન નં.383) કહેવા પ્રમાણે સ્વામી રામાનંદના સમકાલીન એક સિધ્ધ ફકીર મૌલાના રસીદુદ્દીને પોતાના પુસ્તક 'તજિકિરાતુલ–ફુકરા'માં સ્વામીજીના શિષ્યોની સંખ્યા 500થી વધારે બતાવી છે. પરંતુ તેમાંથી 12 શિષ્યોને ગુરુના વિશેષ કૃપાપાત્ર ગણાવ્યા છે. સંત નાભાદાસજી એ પણ 12 મુખ્ય શિષ્યોનાં નામ ગણાવી સ્વામી રામાનંદને એક એકથી ચઢિયાતા અનેક શિષ્યો હોવાની વાતનો સ્વીકાર કર્યો છે.

**અનંતાનંદ કબીર સુખા સુરસુરા પદ્માવત નરહરિ ।**
**પીપા ભાવાનંદ રવિદાસ ધના સેન સુરસુરકી ધરહરિ ॥**
**ઔરોં શિષ્ય પ્રશિષ્ય એકતેં એક ઉજાગર ॥**

સંત નાભાદાસે ગણાવ્યા પ્રમાણે સ્વામી રામાનંદજીના 12 મુખ્ય શિષ્યો :
1. અનંતાનંદ 2. કબીર 3. સુખાનંદ 4. સુરસુરાનંદ 5. પદ્માવતી 6. નરહર્યાનંદ 7. પીપા 8. ભાવાનંદ 9. રવિદાસ 10. ધન્ના 11. સેન અને 12. સુરસુરી છે.

આ 12 મુખ્ય શિષ્યોની પસંદગી પરથી સ્વામી રામાનંદની માનવતાવાદી ઉદાર દૃષ્ટિની ખાતરી થાય છે. તેમણે બધા જ વર્ગ અને વર્ણના લોકોને ભક્તિ માર્ગની દીક્ષા આપી અને પોતાના શિષ્ય બનાવ્યાં. આ શિષ્યોમાં રવિદાસ ચમાર, કબીર વણકર, ધન્ના જાટ, સેન નાઈ (વાળંદ) અને પીપા રાજા હતા. આ શિષ્યોમાં પુરુષોની સાથે સાથે પદ્માવતી સ્ત્રી જાતિનું પ્રતિનિધિત્વ કરતી હતી.

સ્વામી રામાનંદ 111 વર્ષનું દીર્ઘાયુ ભોગવી વિક્રમ સંવત 1467માં અવસાન પામ્યા. "ભારત દિગ્વિજય" પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે રામાનંદજીએ, પોતાનું મૃત્યુ સમીપ છે એમ લાગતાં ધન્ના, કબીર, રવિદાસ અને સેનને કાશીમાં રહીને, સુરસુરાનંદને પંજાબમાં, ભાવાનંદને દક્ષિણમાં, નરહર્યાનંદને ઓરિસ્સામાં,

ગાલવાનંદને કાશ્મીરમાં અને પીપા તથા યોગાનંદને ગુજરાતમાં રહીને સમાજસેવા અને ધર્મ ભક્તિનો પ્રચાર કરવાનો આદેશ આપ્યો.

સ્વામી રામાનંદના ઉપરોક્ત બાર શિષ્યોમાંથી કબીર અને રવિદાસનાં નામ હિંદી સંત કવિઓમાં સર્વાધિક પ્રસિધ્ધ છે. આ બંનેમાં પણ રવિદાસ કબીર કરતાં ઉંમરમાં મોટા અને ભક્તિમાં શ્રેષ્ઠ અને અનુપમ છે. ડૉ. હજારીપ્રસાદ લખે છે, કે "એક વખત જ્યારે બ્રહ્મજ્ઞાન વિશે કબીરને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે જણાવ્યું કે જ્યારે બાળક હતો ત્યારે મેં માની કેડે બેસીને રસ્તો પાર કર્યો છે. રવિદાસને પૂછો તે મોટા છે અને માએ તેમને માથે બોજ (પોટલી) પણ ઉપડાવેલી. તેઓ જ ભેદ બતાવી શકે."

**મૈં તો આયા માં કી ગોદમેં ક્યા જાનૂં મારગ ક્યા હોય ।**
**રાહ પૂછો રૈદાસ સે જિન ગઠરી લાઈ ઢોય ।**

ડૉ. દ્વિવેદીએ આ દોહરાનો ભાવ સ્પષ્ટ કરતાં લખ્યું છે : આમ કહેવાનો અર્થ એ છે કે 'માતાને જ્યારે ક્યાંક જવાનું હોય છે ત્યારે તે સૌથી નાના બાળકને કેડે બેસાડીને નીકળી પડે છે, પણ જે મોટું બાળક હોય છે. તેને નાની મોટી પોટલી ઉપડાવી દે છે, અને તે પાછળ પાછળ ચાલે છે. બોજ ઉપડાવવાથી તેને પરિશ્રમ પડે છે અને રસ્તાનું એક એક ડગલું તેની નજરમાંથી પસાર થાય છે. રવિદાસ આવા જ ભક્ત હતા. જેઓ મહેનતથી પોતાની રોજી-રોટી મેળવતા રહીને ભગવદ્ ભક્તિના કઠણ રસ્તા પર ચાલતા રહ્યા.' (રવિદાસદર્શન – દો શબ્દ) જ્યાં સંત કબીરે "સાધુઓમાં રવિદાસ સંત છે" એમ કહી રવિદાસની સાધુઓમાં શ્રેષ્ઠતા બતાવી છે, ત્યાં રવિદાસની પોતાની પવિત્ર વાણી અને તેમના જીવનમાં બનેલા અનેક પ્રસંગો તે સાબિત કરે છે કે રવિદાસ પોતાના ગુરુ સ્વામી રામાનંદજીના વિચારોના મહાન સમર્થક અને મોટા પ્રચારક હતા.

# 2. ગુરુ રવિદાસ–જીવન

સ્વામી રામાનંદના પ્રમુખ શિષ્ય, મધ્યકાલીન ભક્તિધારામાં શાંત, સિધ્ધ, સંત કવિ ગુરુદાસનો જન્મ ચંદ્રવંશી (ચમાર) ચર્મકાર જાતિમાં બનારસ (કાશી) પાસેના ભાંડૂર અથવા મંડૂર ગામમાં થયો હતો. જેનું પ્રાચીન નામ મંડુઆ ડીહ છે અને જે બનારસ છાવણીની પશ્ચિમ બાજુ ત્રણ-ચાર કિલોમીટરના અંતરે ગ્રાંડ ટ્રંક રોડ પર આવેલું છે. એમ કહેવાય છે કે આ સ્થળ અનેક સદીઓથી ચર્મકાર (ચમાર) જાતિનું મુખ્ય નિવાસ કેન્દ્ર રહ્યું છે. આ સ્થળથી થોડે દૂર લહરતારા નામે સ્થળ છે. જે રવિદાસ સમકાલીન અને ગુરુભાઈ સંત કબીરના જન્મ સાથે સંકળાયેલું બતાવાય છે. લહરતારામાં આજે પણ રવિદાસીઓનો એક મહોલ્લો છે. કહેવાય છે કે આજે જે કુટુંબો લહરતારામાં રહે છે તેમાંનાં મોટા ભાગનાં પૂર્વજો મંડુઆ ડીહમાં રહેતાં હતાં. ગુરુ રવિદાસે જાતે પોતાના બે પદોમાં કહ્યું છે :

**1. મેરી જાતિ કુટ બાંઢલા ઢોર ઢુવંતા,**
**નિતહિં બાત્તારસી આસ પાસા ।**
**2. જા કે કુટુંબ કે ઢેઢ સબ ઢોર ઢુવંતા,**
**ફિર હિં અજહુ બનારસી આસ પાસા ॥**

રવિદાસના પિતાનું જન્મ નામ માનદાસ હતું. ભવિષ્યપુરાણ (ખંડ-4 અ.18, શ્લોક 57)માં સ્પષ્ટ લખ્યું છે.

**'માનદાસસ્ય પુત્રાં રવિદાસ ઈતિ વિશ્રુતઃ ।'**

માનદાસનો પુત્ર રવિદાસ નામે પ્રખ્યાત થયો. પરંતુ તેમના પિતા રાઘવ અથવા રઘુ નામથી પ્રસિધ્ધ હતા. તેમની માતાનું નામ કરમાદેવી હતું. વિદ્વાનોએ રવિદાસની જન્મતિથિ અંગે વિભિન્ન મત દર્શાવ્યા છે. પરંતુ પરંપરાગત જનશ્રુતિ તથા રવિદાસી સંતોના મતાનુસાર તેમની જન્મતિથિ રવિવાર, માઘપૂર્ણિમા, વિ.સંવત 1433 સ્વીકૃત છે. આ બાબતે રવિદાસીઓમાં સંત કર્મદાસના નીચેના દૂહા પ્રચલિત છે :

**ચૌદહસાં તૈંતીસ કી માઘ સુદી પંદરાસ ।**
**દુખિયોં કે કલ્યાણ હિત, પ્રગટે રવિદાસ ॥**

રવિદાસજી ચર્મકાર (ચમાર) જાતિમાં જન્મ્યા હતા અને ચમાર હોવાનો પોતાની વાણીમાં એમણે નિઃસંકોચ વારંવાર ઉલ્લેખ કર્યો છે :

**1. જૈસા રંગ કુર્સુભ કા તૈસા ઈહ સંસાર ।**
**મેરે રમઈએ રંગ મજીઠકા કહું રવિદાસ ચમાર ॥**
**2. કહિ રવિદાસ ખલાસ ચમારા ।**
**જો હમ સહરી સો મીત હમારા ॥**

**3. એક નજર સોં સભકૂં દેખઈ, સરિષ્ટિકા સિરજનહારા ।**
**સબ ઘટ વ્યાપક અલખ નિરંજન, કહિ રવિદાસ ચમારા ॥**
**4. મસ્જિદ સોં કછુ ઘિન નહીં, મંદિર સોં નહીં પિઆર ।**
**દોઉ મહં અલ્લહ રામ નહીં, કહ રવિદાસ ચમાર ॥**

રવિદાસજીના જન્મ સંબંધી કથાનું વર્ણન 'ભક્તમાલ'ની ટીકાઓમાં અને 'પરચઈ' (જીવનકથા) સાહિત્યમાં કંઈક એવા પ્રકારે લખાવ્યું છે, કે તેને આજના વૈજ્ઞાનિક યુગમાં લોકો સહેલાઈથી સ્વીકારી શકે નહિ. રવિદાસના જન્મ સમયે કંઈક વિચિત્ર ચમત્કાર જોવામાં આવ્યા હતા એવું તેમના શ્રધ્ધાળુ ભક્તો પરંપરાથી માનતા આવ્યા છે. કેટલાક લોકો એમ પણ માને છે કે રવિદાસના ચમાર ઘરમાં જન્મ તેમના ગુરુ રામાનંદના શાપને કારણે થયો હતો અને રવિદાસજીએ પોતાના પૂર્વજન્મના સ્મરણના કારણે જ પોતાની માતા કરમાદેવીનું સ્તનપાન કર્યું ન હતું. માતાનું સ્તનપાન ત્યારે જ કર્યું કે જ્યારે ગુરુ રામાનંદજીએ રઘુ ચમારના ઘેર આવી નવજાત બાળક (રવિદાસ)ને આશીર્વાદ આપ્યા. રવિવારે જન્મ્યા હોવાને કારણે બાળકનું નામ રવિદાસ રાખવામાં આવ્યું. આ પ્રસંગનો ઉલ્લેખ પ્રિયાદાસજી એ પોતાની 'ભક્તમાલ કી ટીકા'માં આ પ્રમાણે કર્યો છે :

**માતા દૂધ પ્યાવે યકો છુયાંઉ ન ભાવે,**
**સુધિ આવે સબ પાછિલીસુ સેવા કો પ્રતાપ હૈ ।**
**ભઈ નભ બાની રામાનંદ મન જાની,**
**બડો દંડ દિયો ભાની બેગિ આયે ચલ્યો આપ હૈ ॥**
**દુખી પિતા માતા દેખિ ધાય લપટાય પાય,**
**કીજિયે ઉપાય કિયો સિષ્ય ગયો પાપ હૈ ।**
**સ્તનપાન કિયો જિયો લિયો ઉન્હ ઈસ જાનિ,**
**નિપટ અજાતિ ફેરિ ભૂલે ભયો તાપ હૈ ॥**

સંત અનંતદાસે 'રૈદાસ કી પરચઈ'માં રવિદાસજીના ચમારના ઘરમાં જન્મ લેવાનું કારણ પૂર્વજન્મમાં બ્રાહ્મણ હોવા છતાં માંસ ભક્ષણ કરતા તે બતાવ્યું છે.

રવિદાસજીએ પોતે એક પદમાં પૂર્વજન્મમાં પ્રભુભક્તિ નહીં કરવાને કારણે ચમારને ઘેર જન્મ થયો હોવાનું જણાવ્યું છે.

**જાતિ ઓછી પાતી ઓછી, ઓછા જન્મ હમારા ।**
**રાજારામ કી સેવા ન કીન્હીં, કહિ 'રવિદાસ' ચમારા ॥**

જે હોય તે પણ એક વાત સ્પષ્ટ છે કે રવિદાસજીનો જન્મ એક ચમારના ઘરમાં થયો હતો. તેઓ એક શ્રેષ્ઠ આત્મા હતા, જેમણે સ્વામી રામાનંદ પાસેથી દીક્ષા ગ્રહણ કરી માનવ કલ્યાણ માટે બીડું ઝડપી લોકોને પ્રભુભક્તિના માર્ગે વાળી આચાર-વ્યવહાર અને કર્મની મહત્તા સમજાવી.

રવિદાસનો જન્મ જે કુટુંબમાં થયો હતો તે ચમારનો ધંધો કરતું હતું. તેમાં ચામડાને પકવવું, રંગવું તથા ચામડામાંથી જીન (કાઠી), જોડા, લગામ જેવી

વસ્તુઓ બનાવવી તથા તેના ઉપર જરી-ભરતનું કામ કરવું વગેરેનો સમાવેશ થતો. એમણે એક સ્થળે કહ્યું છે :

**નાગર જનાં મેરી જાતિ વિખ્યાત ચમારં ।**

આથી સંકેત થાય છે કે રવિદાસજી જે ચમાર જાતિમાં જન્મ્યા હતા તે જાતિ પોતાના ઉન્નત વ્યવસાયને કારણે તે સમયની સમૃધ્ધિ અને સાથે સાથે આસ્તિક અને ધાર્મિક આચાર-વ્યવહારવાળી ગણાતી. એમના માતા-પિતા અને કુટુંબના અન્ય સ્વજનો પણ ભગવતપરાયણ હતાં. આવા વાતાવરણવાળા કુટુંબમાં પાલનપોષણ થવાને કારણે બાળક રવિદાસની ભગવદ્ ભક્તિમાં રુચિ સ્વભાવિક હતી. બીજું એમને પૂર્વજન્મના પુણ્યને કારણે પ્રભુભક્તિ જન્મદત્ત હતી. એમણે પોતાની વાણીમાં વારંવાર ભક્તિને પુણ્ય કર્મોના ફળરૂપ ગણાવી છે.

**કહે રવિદાસ તેરી ભગતિ દૂરિ હૈ, ભાગ બડે સૌ પાવૈ ।**
**ઈહિ પદ કહત સુનત નહીં આવે, કહે રવિદાસ સુક્તિ કો પાવૈ ॥**

આ પ્રમાણે બાળક રવિદાસને જન્મથી જ પ્રભુભક્તિની પ્રેરણા મળી હતી. મેજર બ્રિગ્સ (ધી ચમાર્સ, પૃ.205)નું કહેવું છે કે 'તેઓ 18 વર્ષથી જ રામ વગેરેની આરાધના કરવા લાગ્યા હતા.'

પણ અનંતદાસ લખે છે :

**દિન દિન હિરદૈ હરિ બિસવાસુ ।**
**દિન દિન બડૌ ભયો રવિદાસુ ॥**
**બરસ સાત કો ભર્યો હૈ જબ હી ।**
**નોધા ભગતિ દિઢાઈ તબ હી ॥**
**હરિ ભગતિની કી સેવા કરૈ ।**
**સંત ગુરુ કહીઅ સીખ ન ટરૈ ॥**

બાળક રવિદાસ રાત-દિવસ ભજનકીર્તન, પૂજાપાઠ અને સાધુ–સંતોના સેવા–સત્કારમાં જ રચ્યાપચ્યા રહેતા. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ પ્રભુભક્તિમાં તેમની વિશેષ લગની રહેવા માંડી અને તે પ્રમાણે બીજાં સાત વર્ષ વીતી ગયાં.

**સમા સાત ઓર ચલિ ગયા ।**
**બહોત પ્રીતિ કેસા સો ભયા ॥**

પુત્રને આ પ્રમાણે સંસારમાંથી સર્વથા ઉદાસીન અને વિરક્ત જોઈને માતાપિતાને ચિંતા થવા માંડી. આ પરિસ્થિતિમાં તેમણે રવિદાસજીને જલ્દીથી સાંસારિક બંધનમાં બાંધવા વિચાર્યું અને એમનાં લગ્ન કરી દીધાં. રવિદાસજીની પત્નીનું નામ લોના અથવા લોણાદેવી હતું. લોના ચમારોની એક દેવીનું નામ છે. તેઓ એની પૂજા કરે છે અને પોતાના કુટુંબીઓની સુખશાંતિ માટે તેને પ્રાર્થે છે. આ સમાજમાં પ્રચલિત જાદૂટોણાની ક્રિયાઓના મંત્રોમાં પણ લોનાનું નામ આવે છે. મધ્યકાળમાં લોના ચમારણ ઘણી પ્રખ્યાત હતી અને જાદુટોણાની ઘણી

વાતો એને નામે પ્રચલિત થઈ ગઈ હતી. હિન્દીના સુપ્રસિધ્ધ કવિ મલીક મહંમદ જાયસી (1483-1599 વિ.)એ પોતાના કાવ્ય ગ્રંથ 'પદ્‌માવત'માં લોના ચમારણનો મંત્ર-તંત્ર શીખવનારી કામરૂપ દેશની જાદુગરણીના રૂપે ઉલ્લેખ કર્યો છે. તેનું કારણ તે હોઈ શકે કે લોણા દેવી રવિદાસનાં પત્ની હતાં.

પતિની સાથે પત્નીનું પણ પ્રખ્યાત થઈ જવું સ્વાભાવિક હોય છે. તેથી તેમના નામ સાથે અનેક પ્રકારની દંતકથાઓ જોડાઈ ગઈ હોય તે અસંભવિત નથી. 'રવિદાસ પુરાણ'ને આધારે એમ મનાય છે કે તેમને એક પુત્ર હતો જેનું નામ વિજયદાસ હતું. એ સિવાય તેમના બીજા કોઈ સંતાનનો ઉલ્લેખ અન્ય ક્યાંય મળતો નથી. તેથી આ બાબતમાં પ્રામાણિક અને અધિકૃત રૂપે વિશેષ કહી શકાય તેમ નથી.

જે રીતે કબીરની બાબતમાં પ્રસિધ્ધ છે કે -

**મસિ કાગદ છૂઓં નહીં, કલમ ગ્રહીં નહીં હાથ ।**
**ચારિઉં જૂગન મહાતમ કબીર, મુખહિં જનાઈ બાત ॥**

એ પ્રમાણે રવિદાસજીની બાબતમાં સંત કર્મદાસે લખ્યું છે :

**પંડિત ગુની કોઉ ઢિગ ન બિઠાયે ।**
**વેદશાસ્ત્ર કિન્હૂં ન પઢાયે ॥**
**અંતરમુખિ જઉ કીન્હોં ધ્યાના । ચારિઉં જૂગન કા પાયો ગિઆના ॥**
**કાગજ કલમ મસિ કછુ જાના । સતગુરુ દીન્હાં પૂરન ગિયાના ॥**

જેમ કબીર સંપૂર્ણ નિરક્ષર હતા એવું કહી શકાય તેમ નથી, તેમ આ વાત રવિદાસજી વિશે પણ કહી શકાય તેમ છે. તત્કાલીન સામાજિક વ્યવસ્થાને કારણે ચમાર જેવી હલકી ગણાતી વરણના હોવાને કારણે પાઠશાળામાં ગુરુ પાસેથી વિધિવત્ વેદશાસ્ત્રાદિનો અભ્યાસ કરવાનો સુયોગ સાંપડયો નહોતો. તેમની વાણી તથા તેમના જીવન સંબંધી ઘટનાઓ પર વિચાર કરતાં એમ કહી શકાય કે તેમને વેદ, ઉપનિષદ્, ગીતા, ભાગવત્, પુરાણ વગેરે વિષયોની તથા એની વિચારધારાની સારી એવી જાણકારી હતી. એના દાખલાઓ તેમની વાણીમાં ઠેર ઠેર મળે છે. આ ઉપરાંત તત્કાલીન ધાર્મિક-સાધના પ્રકારોથી પણ તેઓ માહિતગાર હતા. આ સંપૂર્ણ જ્ઞાન તેમને પરંપરાગત સંસ્કાર, સત્સંગ અને વ્યક્તિગત અનુભવ દ્વારા પ્રાપ્ત થયું હોય તેમ જણાય છે.

જન્મગત પ્રભુભક્ત હોવાને કારણે રવિદાસજીએ કૃત્રિમ (બહારના) ભણતરને વ્યર્થ કહ્યું છે અને પોતાના મનને પ્રભુની પાઠશાળામાં 'રામ નામ' ભણાવવાનું રૂપક બાંધીને કહ્યું છે :

**ચલિ મન હરિ ચટસાલ પઢાઉં ।**
**ગુરુ કી સાંટિ ગ્યાન કા અચ્છર,**
**બિસ રૈ તો સહજ સમાધિ લગાઉં ॥ટેક॥**
**પ્રેમ કી પારી સુરતિ કી લેખનિ,**

**રોમ રોમ સૌ લિખિ અંક દેખાઊઁ ।**
**યેહિ બિધિ મુક્ત ભયે સનકાદિક,**
**રિહૈ બિદારિ પ્રકાસ દિખાઊઁ ।**
**કાગદ કૈવલ મતિ મસિ કરિ નિરમલ,**
**બિન રસના નિસિ દિન ગુન ગાઊઁ ।**
**કહૈ ‘રવિદાસ’ રામ જપિ ભાઈ,**
**સત સાખિ દૈ બહુરિ ન આઊઁ ॥**

“પ્રહલાદ ચરિત”માં તો રવિદાસજી ભક્ત પ્રહલાદના માધ્યમથી સ્પષ્ટ કરે છે :

**મે પઢયો રામ કો નામ ઓર દૂજા નહિ જાનોં ।**
**રરો મમા છાંડિ તીસરો અંક ન આનોં ॥**
**કહા પઢાવૈ બાવરે ઔર સકલ જંજાર ।**
**ભૌસાગર જમલોક તૈં મોહિં કૌન લગાવૈ પાર ॥**

કોઈ મૌલવીના સંપર્કથી રવિદાસજી થોડું ઘણું ફારસી પણ અવશ્ય શીખ્યા હશે. કારણ કે ફારસીનું જ્ઞાન તે જમાનામાં આવશ્યક મનાતું અને તેને માટે જરૂરી સુવિધાઓ પણ હતી. રવિદાસજીનાં કેટલાંક એવાં પદ પણ છે, જેમાં અરબી-ફારસી શબ્દોનો સારો એવો ઉપયોગ થયો છે. ઉદાહરણ રૂપે એક પદ જુઓ :

**ખાલીક સિકસ્તા મૈ તેરા ।**
**દે દીદાર ઉમેદવાર બેકરાર જીઉ મેરા ॥ટેક॥**
**અવલિ આકિંર ઈલત આદમ, મૌજ ફરિસ્તા બંદા ।**
**જિસકી પનહ પીર પૈકબર, મૈ ગરીબ કયા ગંદા ॥**
**તૂ હાજરા હૂજરિ જોગ યેક, અવર નહીં દૂજા ।**
**જિસકે ઈસક આસિરા નહીં, ક્યા નમાજ ક્યા પૂજા ॥**
**નાલીદોજ હતો જ બેબખત, કિમિ જમતગાર તુમ્હારા ।**
**દમમાદા હરિ જવાબ ન પાવૈ, કરૈ ‘રવિદાસ’ બિચારા ॥**

રવિદાસજીની માફક કબીર, મલૂકદાસ, દાદૂદયાલ વગેરે સંતોએ પણ પોતાના પદોમાં ફારસી શબ્દોનો ઉપયોગ કર્યો છે. આથી એમ કહી શકાય કે આ સંત કવિઓએ પોતાની વાણીમાં બધી ભાષાઓના શબ્દોનો પ્રયોગ કર્યો છે, જે તે ભાષાઓનું તેમનું જ્ઞાન દર્શાવે છે.

ભવિષ્ય પુરાણ (ખડં 4, અ.18, શ્લોક 57-60)માં રવિદાસના જન્મ તથા રામાનંદજીના શિષ્ય બનવા સંબંધી કથા આ પ્રમાણે છે :

**ચર્મકાર ગૃહે જાતો દ્વિતીય : પિંગલાપતિઃ ।**
**માનદાસસ્ય તનયો રવિદાસ ઈતિ વિશ્રુતઃ ।**

**પુરી કાશી સમાગમ્ય કબીર રામતત્પરમ ।**
**જિત્વા મતવિવાદેન શંકરાચાર્ય માગતાઃ ॥**
**તયોર્વિવાદમભવદહોરાયં મમાન્તરે ।**
**પરાજિતઃ સ રવિદાસા નત્વા તેં દ્વિજસત્તમમ્ ॥**
**રામાનંદમુપાગમ્ય તસ્ય શિષ્યત્વમાગતઃ ॥**

[એક વખત શનિ, રાહુ, કેતુના અત્યાચાર-પાપાચારને દૂર કરવા સૂર્યે પોતાના બે પુત્રોને પૃથ્વી પર મોકલ્યા. પહેલા પુત્ર ઈંડાપતિ કસાઈને ઘેર સઘન નામે જન્મ્યા). બીજા પિંગલપતિ ચમાર માનસદાસને ઘેર રવિદાસ નામે પ્રખ્યાત થયા. રવિદાસ કાશી ગયા અને ત્યાં રામભક્ત કબીરને વાદવિવાદમાં પરાજિત કરી 'શંકરાચાર્ય' પાસે ગયા. બંને વચ્ચે એક દિવસ અને એક રાત શાસ્ત્રાર્થ ચાલ્યો અને તેમનાથી હાર માની રવિદાસ રામાનંદ પાસે આવી તેમના શિષ્ય થયા.]

આ કથાનો બીજો જે કોઈ ભાવ હોય પરંતુ તેઓ રામાનંદજીના શિષ્ય હતા તે વસ્તુ સિધ્ધ થાય છે. સ્વામી રામાનંદ જેવા માનવતાવાદી ઉદાર વિદ્વાન ગુરુ પાસે જિજ્ઞાસુ અને સુપાત્ર રવિદાસનું શાસ્ત્રાધ્યયન અવશ્ય થયું હશે એવું અનુમાન કરવામાં કશું ખોટું નથી. રવિદાસજી જન્મજાત ભક્ત હતા. તેથી વૈવાહિક જીવનમાં બંધાયા છતાં તેમની દિનચર્યા પૂર્વવત જ રહી. તેમની સાધુ-સેવા, સત્સંગ અને જ્ઞાનોપાર્જન વૃત્તિમાં કશો ફેર પડયો નહીં. ઊલ્ટું તેમની આ વૃત્તિ ભક્તિ પરત્વે ઉત્તરોત્તર વધતી જ ગઈ.

તેમના પત્ની લોના તેમને અનુકૂળ જ મળેલાં. તેઓ રવિદાસજીના આ ધર્મકાર્યોમાં બાધક ન બનતાં સહાયક બની રહ્યાં. રવિદાસજી પોતાના પિતાજીની સાથે ધંધો કરતા અને તેમાંથી જે કંઈ મળતું તે છૂટે હાથે સાધુ–સેવામાં ખરચતાં. પિતાજીને તેમની આ પ્રવૃત્તિ બરાબર લાગતી નહીં. આ સંબંધે જસવંતસિંહ પોતાની "ભક્તિમાલ"ની ટીકામાં લખે છે :

**બાલ બૈસ રવિદાસ કો,**
**કીનોં પિતા બિબાહ ।**
**બડો ભયો દેખિ કર્મ નિત,**
**કહયો ખાટ કર ખાહ ॥**
**કહયો ખાટ કર ખાહિ,**
**રાસ હમરે ગૃહ જોઈ ।**
**તોહી પનહી બનાઈ,**
**દેઈ સાધન સભ ખોઈ ॥**

રવિદાસજીના પિતાએ તેમને બહુ ડરાવ્યા, ધમકાવ્યા અને સમજાવ્યા કે તેઓ પોતાના કુળનો ધંધો બરાબર રીતે સંભાળે, જેની આવકથી ઘર ચાલી શકે પરંતુ રવિદાસજી ઉપર પિતાની આ શિખામણની કોઈ અસર ન થઈ અને તેઓ જે પણ કમાતા રહ્યા તે સંત–સેવામાં વાપરી દેતા. આ પ્રસંગે સંત નિત્યાનંદે પોતાની 'ભક્તમાલ'માં લખ્યું છે :

**પિતા ત્રાસ દૈ બહુ સમઝાવૈ ।**
**કુલ કરની કરિ કછુ ન કમાવૈ ॥**
**બહુ આદર કરિ સંત બોલાવૈ ।**
**મિલે જો ઘર મૈ સબ ભુગતાવે ॥**

આવી વર્તણૂકને લીધે કુટુંબીઓ તથા સંબંધીઓ રવિદાસને વંઠેલા ગણવા લાગ્યા. આ સ્થિતિનો પોતાના પદમાં પ્રસંગવશ ઉલ્લેખ કરતાં ભાવવિભોર થઈ પ્રભુને પુકારીને કહે છે :

**નરહરિ પ્રગટસિ નાહો, પ્રગટિસ ના હો, દીન દયાલ ।**
**જનમત હી તૈ હૌ બિગરાન, હૌ કછુ બૂઝન બહૂરિ સયોન ।**
**પરિવાર બિમૂખ મોહિ લાગિ, કછુ સમુઝિ પરત નહિ જાગિ ॥**

પિતાએ જ્યારે જોયું કે રવિદાસ પોતાની સંત-સેવાની આદતમાં કશો ફેરફાર નથી કરતા ત્યારે રોષે ભરાઈને તેમને કુટુંબથી અલગ કર્યા. આ સંબંધે પ્રિયદાસજી લખે છે :

**બડેઈ રવિદાસ હરિદાસનિ સૌ પ્રીતિ કરી,**
**પિતા ન સુહાઈ દઈ ઠૌર પિછવાર હીં ।**
**હુતો ધનમાલ કન દિયોઈન હાલ,**
**તિયાપતિ સુખભલ અરુ કિયો જબ ન્યાર હી ॥**
**ગાઠે પગદાસી કહૂં બાત ન પ્રકાસી,**
**લ્યાવૈ ખ્યાલ કરે જૂતી સાધુ સંત કો સંભારહીં ।**
**ડારી એક છાની કિયો સેવા કો સુસ્થાન,**
**રહે ચૌડે આપ જાનિ બૌંટિ પાવે યહિ ધારહીં ॥**

ઘરમાંથી જુદા થયા પછી પિતાજીએ આપેલી ઘર પછવાડાની જમીનમાં ઘાસની ઝૂંપડી બનાવી પત્ની સાથે તેમાં રહીને સાધુ–સંતોની સેવા તથા ભગવત્ ભજન કરતાં કરતાં પરમ વૈષ્ણવ ભક્ત તરીકેનું જીવન જીવવા લાગ્યા. તેમની આ ઉચ્ચાવસ્થાને લક્ષ્યમાં રાખી સંત નિત્યાનંદે લખ્યું છે :

**નફા મિલૈ તામૈ કરૈ હરિ સંતન સનમાન ।**
**પરમ ભાગવત જન ભયો શ્રી રવિદાસ સુજાંન ॥**

રવિદાસને જ્યારે પિતાએ જુદા મૂક્યા ત્યારે તેઓ અત્યંત ગરીબીમાં જીવવા લાગ્યા. એમની દ્રરિદ્રાવસ્થા જોઈને લોકો તેમની મશ્કરી કરતાં, પરંતુ પરમ સંતોષી અને ભગવદ્ ભક્તિમાં લીન રવિદાસ કદાપિ એની ચિંતા ન કરતા અને સંત સેવાની વૃત્તિ બદલતા નહીં. પોતાની આજીવન સ્થિતિ પર કદાપિ રવિદાસજીને દુઃખ થતું નહીં. પરંતુ પ્રસંગવશ એનો ઉલ્લેખ પોતાની વાણીમાં કર્યો છે :

**1. હમ અપરાધી નીચ ઘરિ જનમૈ, કુટુંબ લોગ કરે હાંસી રે ।**
**2. દારિદ દેખ સભ કૌ હંસે, એસી દશા હમારી ।**

રવિદાસજીએ પોતાના પદોમાં લોકજીવનને જ પ્રગટ કર્યું છે, ભગવદ્ ભક્તિને નહીં. એમણે ધન અને સાંસારિક ઐશ્વર્યને કદાપિ મોટાઈનું ચિહ્ન માન્યું નથી. તેઓ તો જોડા સીવવા-સાંધવાના પોતાના વારસાગત ધંધામાંથી જ આજીવિકા મેળવવામાં અને સાધુ–સંતોની સેવા કરતા રહેવામાં આનંદ માનતા, પોતાના કામની સાથે સત્સંગ અને ભજનકીર્તન પણ ચાલુ રહેતાં અને એક સાચા સંતની માફક પ્રભુ પ્રેમમાં મગ્ન રહેવાની સાથે સાંસારિક સુખ અને ધનસંપત્તિને સહેજ પણ મહત્ત્વ ન આપતા. કારણ એમણે 'નામ-ધન' મેળવ્યું હતું. જેની આગળ બધું જ નીરસ અને સારહીન છે. એમણે કહ્યું પણ છે :

**તુઝહિ ચરન અરવિંદ ભવન મન,**
**પાન કરત પાયો પાયો રામઈયા ધન ।**
**સંપતિ બિપતિ પટલ માયા ધન,**
**તામહિં મગન ન હોત તેરો જન ।**
**કહા ભયો જઉ તન ભયો છિન છિન,**
**પ્રેમ જાઈ તઉ ડરપૈ તેરો જન ॥**

ગુરુ રવિદાસજી પરમ સંતોષી હતા. એમની નિસ્પૃહતા તથા સંતોષી જીવન વિષે એક પ્રસંગ પ્રચલિત છે. એક વાર એક સાધુ એમને ત્યાં આવ્યા. રવિદાસજીની સાધુ સેવા અને ભગવદ્ ભક્તિથી પ્રભાવિત થતાં તેમની દરિદ્રાવસ્થા અને કષ્ટમય જીવન જોઈ તેમને પારસમણિ આપતાં કહ્યું, "આને સંભાળીને રાખજો. એનો સ્પર્શ થતાં લોખંડ સોનું બની જશે." પરંતુ રવિદાસજીએ પારસમણિ લેવાની ના પાડી અને કહ્યું, મહારાજ :

**મેરે ધન રામ, કછુ પાથર ન સરૈ કામ ।**
**દામ મૈ ચાહૌ ડારૌ તન વારિકૈ ॥**

સાધુ સમજ્યો કે રવિદાસને વિશ્વાસ બેસતો નથી. એટલે એણે જોડા સીવવાના એક સાધન રાંબીને પારસમણિનો સ્પર્શ કરી તેને સોનાનું પ્રત્યક્ષ બનાવી દેખાડયું. છતાં પણ રવિદાસજીએ પારસમણિ લેવાની ફરીથી ના પાડી અને કહ્યું :

**માધવે ! પારસમણિ લઈ જાઊ ।**
**મોહિં સોને કા નહિ ચાઊ ॥**

અંતમાં સાધુ "જયારે ઈચ્છો ત્યારે આનો ઉપયોગ કરજો" એમ કહી પારસમણિ છાપરામાં એક જગ્યાએ ખોસી ચાલ્યા ગયા. કહે છે કે તેર મહિના પછી ફરતાં ફરતાં સાધુ જ્યારે પાછા આવ્યા ત્યારે રવિદાસજીની એવી જ દરિદ્રાવસ્થા જોઈ પારસમણિ વિષે પૂછયું તો રવિદાસજીએ કહ્યું કે, 'મહારાજ, આપ જ્યાં મૂકી ગયા હતાં ત્યાં જ હશે.' સાધુએ પારસમણિને જે તે સ્થાને જોતાં તેમની નિસ્પૃહતા અને અનાસક્તિથી વિસ્મીત થયા.

પ્રિયદાસજીનું કહેવું છે કે ભગવાન જાતે સાધુનો વેશ ધારણ કરી ભક્તની મદદ માટે તથા પરીક્ષા લેવા આવેલ.

જે રવિદાસ જોડા સીવીને પોતાની ખરી કમાણીથી પોતાનું ભરણપોષણ અને સાધુસેવા કરવાનો ધર્મ સમજતા હતા, તે કોઈએ આપેલ પારસમણિ લઈને લોભ લાલચમાં ફસાઈ પોતાના ધર્મ માર્ગથી વિચલિત કેમ થાય ? રવિદાસજી તો પોતાના હાથથી કામ કરવાને પણ પ્રભુ મિલનનું મોટું સાધન માને છે. એમણે પોતાના આ દૃઢ વિશ્વાસને પોતાની એક સાખીમાં પ્રગટ કરતાં કહ્યું છે :

**જિહ્વા સો ઓંકાર જપ, હત્થન સોં કર કાર ।**
**રામ મિલહિં ઘર આઈ કર, કહિ 'રવિદાસ' વિચાર ॥**

પોતાના વિશ્વાસને અનુરુપ જ રવિદાસજી જોડા સીવતાં સીવતાં પ્રેમ વિહ્વળ વાણીમાં હરિકીર્તન કરતા રહેતા. 'રવિદાસ કી પરચઈ'ના લેખક ધર્મદાસે (ભાઈ ધર્મસિંહ) જેઓ ગુરુ ગોવિંદસિંહજી મહારાજના 'પાંચ પ્યારા'માં ના એક હતા, રવિદાસજીની રહેણીકરણી, લોકવ્યવહાર તથા પ્રભુપરાયણ જીવન વિષે લખ્યું છે :

**અધિક પ્રેમ રવિદાસ લગાના**
**જગતકી ઉર તે ભયા દિવાના ॥**
**બૈઠિ બજાર પનિયાં સો ગાંડૈ ।**
**આ પ્રેમ મગન ઈત ઉત કો હાંડૈ ॥**
**જો કોઈ કછુ દેઈ સો લેઈ ।**
**જો દેઈ નહીં યૂં હી ગંઉ દેઈ ॥**
**ઊંચે કર કબહૂં ન પસારૈ ।**
**ભાવૈ કો જાવૈ સિર મારૈ ॥**

આ પ્રકારના અનુપમ ભકિતભાવ, સાત્વિક વિચાર, ઉદાર અને શાંત સ્વભાવ તથા નિસ્પૃહી સંતોષી જીવનને કારણે રવિદાસજીની ગણતરી પ્રસિધ્ધ ભક્તોમાં થવા લાગી. સંત કબીરે સંતની બાબતમાં કહ્યું છે :

**નિબેરી નિહકામના, સાંઈ સેતી નેહ ।**
**વિષયાં સૂ ન્યાંરા રહે, સંતનિ કી મતિ એહ ॥**

રવિદાસજી આવા જ નિર્વેરી, નિષ્કામ, સાંઈના સ્નેહમાં ડૂબેલા, ગૃહસ્થ પરંતુ વિરક્ત સંત હતા.

રવિદાસજી પોતાના ગુરુ રામાનંદજીની ધર્મ પ્રચારની યાત્રાઓમાં સાથે રહેતા. ગાંગરૌનગઢના રાજા પીપાએ ગુરુ રામાનંદજીને એકવાર પોતાને ત્યાં નોંતર્યા ત્યારે તેઓ પોતાના ચાલીસ શિષ્યો સેવકો સાથે ગયા, જેમાં કબીર અને રવિદાસ પણ હતા. પ્રિયદાસજી આ પ્રસંગનું વર્ણન કરતાં લખે છે :

**કબીર રવિદાસ આદિ દાસ સબ સંગ લિયે,**
**આયે પુર પાસ પીપા પાલકી લે આયો હૈ ।**
**કરી સાષ્ટાંગ ન્યારી ન્યારી બિનય સાધુન કો,**
**ધન કો લુટાય સો સમાજ પધરાવ્યૌ હૈ ॥**

**એસી કરી સેવા બહુ મેવા માના રાગ ભોગ,**
**બાની કે ન જોગ ભાગ કાપે જાત ગાયો હે ।**
**જાની ભકિત રીતિ ઘર રહા કે અતીત હોહુ,**
**કરિ કે પ્રતીતિ ગુરુ પગ લગિ ધાયો હે ॥**

'પ્રસંગ પારિજાત' માં વર્ણન આવે છે કે સ્વામી રામાનંદજી ગાંગરૌનગઢથી જગન્નાથપુરી ગયા. ત્યાં જગન્નાથજીએ બટુક રૂપ ધારણ કરી તેમનું સ્વાગત કર્યું. તે પછી સ્વામીજી રામેશ્વર ગયા ને પોતના શિષ્યો સમેત મંદિરમાં પ્રવેશ કરી ભગવાન શંકરનાં દર્શન કર્યાં. આભડછેટમાં છેડમાં વિશ્વાસ કરવાવાળા બ્રાહ્મણો કબીર વણકર અને રવિદાસ ચમારને જોઈ તેમની ઘૃણા કરવા લાગ્યા. બ્રાહ્મણોએ તેમની સાથે એક પંગતમાં બેસી ભોજન કરવાનો પણ ઈન્કાર કર્યો. પરંતુ જ્યારે દરેક બાહ્મણની વચ્ચે એક એક રવિદાસ ને જોયા ત્યારે એમના સિંધ્ધ રૂપને જોઈ આશ્ચર્યમાં પડી ગયા.

રવિદાસ જન્મથી જ બ્રહ્મજ્ઞાની ભક્ત હતા. પરંતુ પોતાના ગુરુ રામાનંદજીની યાત્રાઓમાં સાથે રહેવાને કારણે તથા તેમની સાથેના નિરંતર સત્સંગ અને સતત જ્ઞાનચર્ચા કરતા રહેવાને કારણે તેમનાં જ્ઞાનચક્ષુ પૂર્ણરૂપે ઉઘડયાં હતાં.

આ સત્સંગ, સ્વાધ્યાય અને શ્રવણનું એ પરિણામ આવ્યું કે રવિદાસ જાતે ગંભીર પ્રવચનો આપવા લાગ્યા. એમનાં પ્રવચનોમાં વેદો, ઉપનિષદો અને દર્શનશાસ્ત્રોનું તત્વદર્શન વચનો અને ઉદાહરણો સહિત સાંભળવા મળતું. આધ્યાત્મિક વિષયો પર વાદવિવાદ થતો અને વિદ્વાનો પણ તેમનાં તર્કપૂર્ણ સમાધાન સાંભળી દંગ થઈ જતા અને પ્રભાવિત થયા વિના રહેતા નહીં.

વિક્રમ સંવત 1467માં સ્વામી રામાનંદજીની ઈહલીલા સમાપ્ત થઈ. તેમના પછી તેમની આજ્ઞાનુસાર રવિદાસજી ઉત્તર ભારતમાં અને ઘણું ખરું કાશીમાં રહીને ધર્મપ્રચાર અને સમાજસુધારણાનું કામ કરવા લાગ્યા. પરંતુ એમની આર્થિક સ્થિતિ એવી જ રહી. જોડા સીવવા-સાંધવામાંથી જે ધન પ્રાપ્ત થતું તેમાંથી સાધુસેવા અને જીવનનિર્વાહ કરતા.

સાધુ અથવા સાધુ રૂપ ભગવાને આપેલ પારસમણિના અસ્વીકારની વાત પાછળ કહેવામાં આવી છે. પ્રિયદાસજી એના આગળની વાત કહેતાં લખે છે કે રવિદાસજીએ પારસમણિનો અસ્વીકાર કર્યો ત્યારે પ્રભુએ ભક્તનાં દુઃખ દૂર કરવા એક બીજો ઉપાય વિચાર્યો. એક દિવસ સવારે પૂજાના સમયે રવિદાસજીએ જોયું કે પૂજાના પાલખામાં સોનાની પાંચ મહોર પડી છે. મહોર જોઈને તેઓ ભયભીત થઈ ગયા. જાણે સાપ જોયો હોય તેમ, તેઓ ત્યાં સુધી ડરી ગયા કે પૂજા કરવામાં પણ ભય દેખાવા લાગ્યો. ત્યારે ભગવાને સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે તમારી હઠ છોડો અને મહોરોને મારો પ્રસાદ ગણી સ્વીકાર કરો. ત્યારે રવિદાસજીએ ભગવાનની આજ્ઞા માનીને મહોરોનો સ્વીકાર કર્યો. એમણે આ ધનમાંથી બીજી જમીન લઈ એક સત્સંગ ભવન, હરિભક્તોના ઉતારા માટે એક વિશાળ ધર્મશાળા અને હરિ મંદિર

બનાવ્યાં. રવિદાસનાં દર્શન કરવા અને તેમનો ઉપદેશ સાંભળવા દૂર દૂરથી લોકો આવવા લાગ્યાં. આવનારાં હરિભક્તોને અતિથિ ભવનમાં ઉતારો આપવામાં આવતો અને તેમના ભોજનાદિની ઉત્તમ સગવડ કરી તેમનો સેવા–સત્કાર કરવામાં આવતો. આવનાર સાધુ-સંતો અને શ્રધ્ધાળુ ભક્તોમાંથી ઘણાં ખરાં રવિદાસજીનાં શિષ્ય બની ગયાં અને એ રીતે બધાં એમનો ગુરુ રૂપે આદરસત્કાર કરવા લાગ્યાં.

ગુરુ રવિદાસજી સત્સંગ ભવનમાં બેઠા બેઠા આધ્યાત્મિક પ્રવચન તથા ભજન–કીર્તનની સાથે સાથે માનવ-સમાનતાના આધારરૂપ સમાજ સુધારાનો પણ ઉપદેશ આપતા. પોતાના ગુરુ રામાનંદજીના ક્રાંતિકારી વિચારોનો પ્રચાર કરતાં તેઓ કહે છે :

**જન્મ જાત કૂં છાંડિ હરિ, કરની જાન પરધાન ।**
**ઈહયો વેદ કો ધરમ હૈ, કરે 'રવિદાસ' લખાન ॥**

વર્ણ વ્યવસ્થા પર વિચાર કરતાં તેઓ પોતાનો મત પ્રગટ કરે છે :

**બાહમન ખત્તરી બેસ સૂદ, 'રવિદાસ' જનમ તે નાંહિ ।**
**જો ચાહઈ સુબરન કઉ, પાવઈ કરમન માંહિ ॥**

અને બતાવે છે કે :

**'રવિદાસ' જન્મ કે કે કારનૈ, હોત ન કોઉ નીચ ।**
**નર કૂં નીચ કરિ ડારિ હૈ, ઓછે કરમ કૌ કીચ ॥**

ક્યારેક તો રવિદાસજી સાહસપૂર્વક એવી ઘોષણા પણ કરી દેતા કે -

**'રવિદાસ' બાહમન મતિ પૂજિએ, જઉ હોવે ગુનહીન ।**
**પૂજહિ ચરન ચંડાલ કે, જઉ હોવે ગુન પરવીન ॥**

ઉચ્ચ વર્ણના કેટલાક લોકો રવિદાસની ખ્યાતિ સાંભળી તથા તેમનું સન્માન–પૂજન થતું જોઈને પહેલેથી જ ઈર્ષ્યા કરવા લાગ્યા. પણ હવે તેઓ ચમારની આ જાતની ઘોષણાથી સમસમી ઉઠ્યા અને તેમનો દ્વેષ પણ કરવા લાગ્યા. અંતમાં એમણે એક 'ચમાર' દ્વારા થતા આ ધર્મોપદેશના કાર્યને ધર્મ વિરુધ્ધ ગણાવી તે અંગે કાશી નરેશ શ્રી વીરસિંહદેવ બઘેલાને ફરિયાદ કરી. રાજાએ રવિદાસજી અને તેમના વિરોધીઓને દરબારમાં બોલાવ્યા. બંનેનો વાદવિવાદ ચાલ્યો. જેમાં બ્રાહ્મણો હારી ગયા. રવિદાસજીના તર્કયુક્ત અને વૈદિક પરંપરાને અનુકૂળ વિચારો સાંભળી રાજા બહુ જ પ્રભાવિત થયા. એમણે ફરિયાદ કરનારાઓને ઠપકો આપ્યો અને તેમના ઈર્ષ્યા–દ્વેષપૂર્ણ આચરણને ધર્મ વિરુધ્ધ જાહેર કર્યું. રવિદાસજીનું રાજાએ ગુરુભાવે સન્માન કર્યું અને સત્કારપૂર્વક તેમને વિદાય કર્યા.

આ પ્રસંગ પછી તો રવિદાસજીની ખ્યાતિ અને સન્માન વિશેષ વધી ગયાં. ત્યાં સુધી કે બ્રાહ્મણો અને ઉચ્ચવર્ણના લોકો પણ તેમની ચરણવંદના કરવા લાગ્યા. ગુરુ રવિદાસજીએ પ્રભુભક્તિનો અદ્‌ભુત મહિમા વર્ણવતાં જાતે જ પોતાનાં બે પદોમાં આ સ્થિતિનું વર્ણન કર્યું છે :

1. નાગર જનાં, મેરી જાતિ વિખ્યાત ચમારં ।
રિદૈ રામ ગોબિંદ ગુનસાર ॥
મેરી જાતિ કુટ બાઢલા,
ઢોર ઢબતા નિતહિ બાનારસી આસ પાસા ॥
અબ બિપ્ર પ્રધાન તિહિ કરહિ ડંડઉતિ,
તેરે નામ સરણાઈ 'રવિદાસાનુદાસા' ॥
2. હરિ જપત તેઉ જના પદમ કંવલાસ પતિ,
તાસ સમતુલિ નહીં આન કોઊ ।
જાકે કુટુંબ કે ઢેઢ સબ ઢોર ઢુંવતા,
ફિરહિં અજ હું બનારસી આસ પાસા ॥
આચાર સહિત બિપ્ર કરહિં ડંડઉતિ,
તિન તનૈ 'રવિદાસ' દાસાનુ દાસા ॥

એમ પણ કહેવાય છે કે કાશી નરેશના દરબારમાં વાદવિવાદમાં હારી જવાથી બ્રાહ્મણોએ બીજો એક વિચાર મૂક્યો. એમણે કહ્યું કે ભગવાનની મૂર્તિને સિંહાસન સહિત સભામાં લાવવામાં આવે. જે પોતાની ભક્તિનું આહ્વાન કરી મૂર્તિને સિંહાસન પરથી પોતાની પાસે બોલાવી લે, તેને સાચો ભક્ત, સિધ્ધ તથા વિજયી માનવામાં આવશે. બંને પક્ષોએ વારાફરતી ભગવાનનું આહ્વાન કર્યું. જ્યારે બ્રાહ્મણોના પોકારથી મૂર્તિ સિંહાસન પરથી હાલી પણ નહીં, ત્યારે રવિદાસજીને કહેવામાં આવ્યું કે તેઓ હવે મૂર્તિને સિંહાસન પરથી પોતાની પાસે બોલાવે. જો કે રવિદાસજી આવી કરામત દેખાડવામાં વિશ્વાસ રાખતા ન હતા, છતાં રાજાના આગ્રહને કારણે પોતાની અશ્રુમય વિહ્વળ વાણીમાં આ પદ ગાયું :

આયો આયો હો દેવાધિદેવે, તુમ સરન આયો ।
સકલ સુખ કી મૂલ જાકી નહીં સમતૂલ, સો ચરન મૂલ પાયો ॥
લિયો બિબિધ જોનિ વાસ જન કી અગમ ત્રાસ,
તુમ્હરે ભજન બિન ભ્રમત ફિરયો ॥
માયા મોહ કામ વિષય લાટ નિકામ યહ,
અતિ દુસ્તર દૂર તરયો ॥
તુમ્હરે નાંવ બિસાસ છાંડિએ આન આસ,
સંસારી ધર્મ મેરો મન ન ધીજૈ ।
'રવિદાસ' દાસકી સેવા માનહ દેવ,
પતિત પાવન નામ આજુ પ્રકટ કી જૈ ॥

સંત ભક્ત પલટૂદાસે પણ આ પ્રસંગનું વર્ણન પોતાના એક પદમાં કર્યું છે :

નહાતે ત્રિકાલ રોજ પંડિત આચારી બડે,
સદા પટ બસતર (વસ્ત્ર) સુત અંગના લગાઈ હૈ ॥

**પૂજા નૈબેદ આરતી કરતે હમ બિધિ બિધાન,**
**ચંદન ઔ તુલસી ભલી ભાંતિ સે ચઢાઈ હૈ ॥**
**હારે હમ કુલીન સબ કોટિ કોટિ કૈ ઉપાય,**
**કૈસે તુમ ઠાકુર હમ અપને હૂં ન પાઈ હૈ ।**
**'પલટૂદાસ' દેખો રીઝ મેરે સાહબ કી,**
**ગયે હૈ કહા, જબ રવિદાસને બુલાઈ હૈ ॥**

રવિદાસજીની શ્રધ્ધાપૂર્ણ પ્રાર્થના ભગવાને સ્વીકારી અને મૂર્તિ એમના ખોળામાં આવી બેઠી. રવિદાસ અને મૂર્તિના મેળાપને જોઈને દર્શકો ચકિત થઈ ગયા અને રાજા વીરસિંહે પણ પોતના સિંહાસન પરથી ઊભા થઈને રવિદાસજીનો ચરણસ્પર્શ કર્યો. આ પ્રસંગ પછી લોકોની શ્રધ્ધાભક્તિ રવિદાસજી પ્રત્યે વિશેષ વધી ગઈ.

આ પ્રસંગમાં પ્રિયદાસજી લખે છે :

**બસત ચિતોર માંઝ રાની ઈક ઝાલી નામ,**
**નામ બિન કાન ખાલી આનિ શિષ્ય ભઈ હૈ ।**
**સત હુતે બિપ્ર સુનિ છિપ તન આગિ લાગી,**
**ભાગી મતિ નૃપ આગે ભીર સબ ગઈ હૈ ॥**
**વૈસે હી સીહાસન પે આઈ કે બિરાજૈ પ્રભુ,**
**પઢે બેદબાની પૈ ન આયે યહ નઈ હૈ ।**
**પતિત પાવન નામ કીજિયે પ્રગટ આજુ,**
**ગાયી પદ ગોદ બૈઠે ભક્તિ લઈ હૈ ॥**

ચિતોડની ઝાલી નામે રાણી હતી. એણે કાનથી કદાપિ હરિ નામ સાંભળેલું નહિ. તે કાશી આવીને રવિદાસજીની શિષ્યા બની. સાથે આવેલા બ્રાહ્મણોએ આ સાંભળ્યું ત્યારે તેમની અંદર આગ લાગી. તેઓ બધા કાશી નરેશ (વીરસિંહ)ની પાસે ગયા. એમની સાથે લોકોની ભીડ પણ ત્યાં પહોંચી. સિંહાસન સહિત ભગવાનની મૂર્તિને બોલાવવાની શરત લાગી. બ્રાહ્મણોએ વેદમંત્રોનું ઉચ્ચારણ કરવા છતાં મૂર્તિ આવી નહીં. રવિદાસજીએ 'પતિત પાવન કા નામ કીજિએ પ્રકટ આજુ' પદ ગાયુ તો મૂર્તિ એમના ખોળામાં આવી બેઠી.

આ પ્રકારે પ્રિયદાસે રાજા આગળ ફરિયાદવાળા પ્રસંગને 'ચમાર' રવિદાસ દ્વારા એક ક્ષત્રાણી રાણી રત્નકુંવરીને દીક્ષા આપવા સાથે જોડી બતાવ્યો છે.

આ કથાનું એક બીજું સ્વરૂપ પણ પ્રચલિત છે. તે પ્રમાણે ભગવાનની મૂર્તિના આહ્વાનમાં જય-પરાજય સાથે એક વધારાની વાત જોડવામાં આવેલી કે જે પક્ષ હારી જાય તેણે વિજેતાને પાલખીમાં બેસાડી તે પાલખી પોતાના ખભે ઉંચકીને આખા નગરમાં ફેરવવી. શરતમાં હારી જવાથી વિરોધીઓએ ગુરુ રવિદાસજીની પાલખી ખભે ઉપાડી આખા કાશી નગરમાં ફેરવેલી. હજારો શ્રધ્ધાળુઓ રવિદાસનો જયજયકાર કરતા પાલખી પાછળ ચાલતાં હતાં. આ વિજય પછી ભગવાનના ગુણગાન કરતાં રવિદાસજીએ ગાયું છે :

**એસી લીલા તુઝ બિનુ કઉનુ કરૈ ।**
**ગરીબ નિવાજુ ગુસંઈઆ મેરા માથૈ છત્ર ધરૈ ॥ટેક॥**
**જાકી છોતિ જગત કઉ લાગૈ તા પર તુહી ઢરૈ ॥**
**નીચહ ઊંચ કરૈ મેરા ગોબિંદુ કાહૂ તે ન ડરૈ ।**
**નામ દેવ કબીરુ તિલોચનુ સધના સૈનુ તરૈ ।**
**કહિ રવિદાસ સુનહુ રે સતહુ હરિ જીઉ તે સભૈ સરૈ ॥**

લોકવાયકા છે કે એક વખત રવિદાસજી કુંભ પર્વ પર પ્રયાગ ગયા હતા. મેળામાં દૂર દૂરથી સાધુ-સંત, બ્રાહ્મણ, પંડિત, રાજા-રજવાડા અને સામાન્ય લોકો મોટી સંખ્યામાં આવેલા. ત્યાં રવિદાસને ઉપદેશ આપતા જોઈ અને તેઓ 'ચમાર' જાતિના છે, એ જાણી કેટલાક જાતિ-અભિમાની લોકોને ભારે ઈર્ષ્યા થઈ. તેમની સાથેના વાદ-વિવાદમાં બ્રાહ્મણોને ક્યાંય પણ યારી મળી નહીં. છેવટે તેમણે શરત મૂકી કે જેની શાલિગ્રામની મૂર્તિ ગંગાજી ઉપર તરતી રહેશે અને ડૂબશે નહિ તે સાચો પ્રભુભક્ત સાબિત થશે.

રવિદાસજીએ આ શર્ત માનવાનો ઈન્કાર કરતાં કહ્યું કે આ પ્રકારની શર્ત લગાવવી તે સંતો અને પ્રભુ ભક્તોને શોભતું નથી. જે સાચા મનથી પ્રભુની પૂજા કરે છે તેના જ પ્રભુ છે. પ્રભુ પૂજા કરવી અને ઉપદેશ આપવો એ ફક્ત બ્રાહ્મણોનું જ કામ નથી. આ બધું તો પ્રભુની અપાર કૃપાથી જ થાય છે. તમે તમારા શાલિગ્રામની પૂજા કરો. મારા શાલિગ્રામ તો મારો આ પત્થર છે, જેનાથી મારી ધર્મ કમાણી ચાલે છે. પણ બ્રાહ્મણો જ્યારે પોતાની જીદને વળગી રહ્યા ત્યારે રવિદાસજીએ કહ્યું કે સારું ત્યારે તમે પોતપોતાના શાલિગ્રામ ગંગાજીમાં પધરાવો, પછી હું મારો આ પત્થર ગંગાજી માં પધરાવીશ. કહે છે કે બધા બ્રાહ્મણો તથા ઉચ્ચવર્ણના લોકોની શાલિગ્રામની મૂર્તિઓ ગંગાજીમાં પધરાવતાંની સાથે જ ડૂબી ગઈ. પરંતુ રવિદાસજીનો પત્થર તરતો જ રહ્યો. લોકોને શંકા થઈ કે કદાચ તે લાકડાનો તો નહિ હોય, તપાસ કરતાં માલુમ પડયું કે તે પત્થર જ હતો. આથી વિરોધીઓ ભારોભાર ભોંઠા પડ્યા અને રવિદાસની ભક્તિ અને સિધ્ધાવસ્થાની ચારે બાજુ (હાક વાગી) ખ્યાતિ ફેલાઈ ગઈ.

આ પ્રસંગ સાથે સંકળાયેલ એક બીજી જનશ્રુતિ પણ પ્રચલિત છે. ગુરુ રવિદાસજી ગંગાતટ પર બેસીને 'રામ-નામ'થી ભવસાગર તરી જવા અંગે ઉપદેશ આપી રહ્યા હતા. કેટલાક ઈર્ષ્યાળુ લોકોએ એમને હીણા દેખાડવા માટે વચમાં જ કહ્યું, "મહારાજ, ભવસાગર તરી જવાની વાત દૂર રહી, એના માટે એક પત્થરને તો જલધારામાં તરતો દેખાડો તેથી આ વાતની સચ્ચાઈનો અમને વિશ્વાસ બેસે." કહે છે કે રવિદાસજીએ પત્થરની એક શિલા ઉપાડી તેના ઉપર 'રામ' લખી તેને પ્રવાહમાં મૂકી દીધી. કહે છે લોકોએ આશ્ચર્ય સાથે જોયું કે તે શિલા સાચે જ પાણીની ઉપર તરતી હતી.

આ બધા પ્રસંગો કોઈ ને કોઈ રીતે અવશ્ય બન્યા હશે. ગુરુ રવિદાસજીના એક પદની નીચેની પંક્તિઓ આ બાબતોનો સ્પષ્ટ નિર્દેશ કરે છે :

**બાપુરા સંત રવિદાસ કહેં રે ।**
**ગ્યાન બિચારિ ચરન ચિત લાવૈ, હરિ કૌ સરનિ રહૈ રે ।**
**પાતી તોડૈ પૂજિ રચાવૈં, તારન તરન કહૈ રે ।**
**સૂરતિ માંહિ બસૈ પરમેસુર, તો પાની માંહિ તિરૈ રે ।**
**ઝૂઠી માયા જગ ડહકાયા, તીનિ તાપ દહૈ રે ।**
**કહૈ 'રવિદાસ' રામ જપિ રસના, માયા કૈસે સંગ રહે રે ।**

ગુરુ રવિદાસજીનો ઉપદેશ સાંભળવા કાશીના બધા વર્ગના લોકો આવતા હતા. તેમાં સામાન્ય વર્ગના લોકો જ નહિ, ધનિક-મોભાદાર લોકો પણ આવતા. તેઓ બધા શ્રધ્ધા-ભક્તિપૂર્વક રવિદાસજીની વાણીનું અમૃતપાન કરતા અને તેમના ક્રાંતિકારી વિચારોને, ખાસ કરીને નાતજાત વિરોધી ઉપદેશોને પોતાના જીવનમાં અપનાવી તેને વહેવારમાં મૂકતા, કેટલાક લોકો એવા પણ આવતા જેઓ તેમના ઉપદેશથી શાંતિ અને સંતોષ મેળવવા આતુર રહેતા અને તેટલા માટે શ્રધ્ધાપૂર્વક સત્સંગમાં આવતા, પરંતુ તેમના સામાજિક વિચારોનો સંકોચવશ સ્વીકાર કરી શકતા ન હતા. એક વખત આવા સંકુચિત વિચારવાળા શેઠ રવિદાસજીનો ઉપદેશ સાંભળવા આવ્યા. સત્સંગની પૂર્ણાહૂતિ થતાં ભગવાનનો પ્રસાદ વહેચવામાં આવ્યો. શેઠે પ્રસાદ તો લીધો, પણ ચમારથી અડકેલો જાણીને ઘૃણાવશ બધાની નજર બચાવીને એક બાજુ ફેંકી દીધો. કહે છે કે ભગવાનના પ્રસાદનું અપમાન કરવાને કારણે શેઠને શરીરે કોઢ નીકળ્યા. ઘણાએ ઈલાજ કર્યા છતાં કોઢ મટયા નહિ. ત્યારે તે શેઠ ગુરુ રવિદાસને શરણે આવ્યા અને સાચી વાત જણાવી ક્ષમાયાચના કરવા લાગ્યા. સર્વહિતકારી પરમદયાળુ સંતે શેઠ માટે પ્રભુને પ્રાર્થના કરી એમના આશીર્વાદથી શેઠના કોઢ મટી ગયા અને તેમનો ઘૃણાનો ભાવ પણ જતો રહ્યો.

ગુરુ રવિદાસજીની કહેણી-કરણીમાં એકતા હતી. તેઓ જે કંઈ કહેતા તે જ આચરણમાં પણ મૂકતા. આ એમના જીવનની સૌથી મોટી વિશેષતા હતી. રવિદાસજી શ્રમ સાધનાના મોટા સમર્થક હતા. તેઓ એવો વિચાર ધરાવતા કે જ્યાં સુધી પોતાના હાથની વાત હોય, જ્યાં સુધી પોતાનામાં શક્તિ હોય ત્યાં સુધી પરિશ્રમપૂર્વક નીતિથી કમાણી કરી પોતાનો જીવનનિર્વાહ ચલાવવો જોઈએ. તેઓ પરિશ્રમને ઈશ્વરની સંજ્ઞા આપતા અને તેની સાધનાને સુખશાંતિનું મૂળ તથા પરમપદ પ્રાપ્તિની ચાવી સમજતા. પોતાની આ વિચારધારાને અનુરૂપ તેમણે કહ્યું છે :

**'રવિદાસ' હૌ નિજ હત્થહિં, રાખો રાંબી આર ।**
**સુકિરિત (સુકૃત) હી મમ ધરમ હૈ, તારેગા ભવ પાર ॥**

રવિદાસજીએ સિધ્ધાવસ્થાની સર્વોચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા છતાં પોતાનું ધર્મકાર્ય છોડયું નહિ અને પોતાની ઝૂંપડીના આંગણામાં બેસીને લોકોના જોડા સાંધતા અને સાથે સાથે પ્રભુકીર્તન ચાલુ રાખતા. રવિદાસજીની સત્સંગની આ પધ્ધતિએ જ્યાં લોકોને સત્સંગ તરફ વાળ્યા ત્યાં 'શ્રમસાધના'નું ગૌરવ અને પ્રતિષ્ઠા પણ વધાર્યા.

લોકવાયકા પ્રચલિત છે કે આવા જ એક સમયે એક બ્રાહ્મણે કોઈ પર્વને દિવસે ગંગાસ્નાન કરવા જતાં ગુરુ રવિદાસ પાસે પોતાના ફાટેલા જોડાના સંધાયણની એક દમડી આપતાં કહ્યું કે, "ચલો ભગતજી, ગંગાસ્નાન કરીને પર્વનું પુણ્ય મેળવીએ." રવિદાસજી હસતાં હસતાં બોલ્યા, "દેવતા, હું તો ગંગામાનાં રોજ દર્શન કરું છું અને ઘેર બેઠાં જ ગંગાસ્નાનનું પુણ્ય મેળવું છું અને સાથે સાથે માનું છું કે "મન શુધ્ધ તો કથરોટમાં ગંગા." છતાં પંડિતજી, તમે મારા વતી આ દમડી ગંગા માતાને ભેટ ચઢાવજો." બ્રાહ્મણે ગંગા પર જઈને રવિદાસજીની ભેટ ચઢાવી તો ગંગા માતાએ હાથ ફેલાવીને ભેટનો સ્વીકાર કર્યો અને સાથે સાથે એક મૂલ્યવાન રત્નજડિત બંગડી આપતાં કહ્યું, "આ બંગડી ભેટની સ્વીકૃતિ રૂપે રવિદાસજીને આપજો." બ્રાહ્મણ આ બધું જોઈને આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. પણ એનું મન બેઈમાન બની ગયું. પંડિતે પાછા ફરતાં બંગડી રવિદાસજીને ન આપતાં બજારમાં શાહુકારને ત્યાં વેચી દીધી. આ અદ્ભુત બંગડીની વાત છેક રાજા સુધી પહોંચી. રાજાએ આ બંગડી મંગાવી તો તેની અલૌકિતતા જોઈ જ રહ્યો અને તે બંગડી પોતાની રાણીને દેખાડી. રાણીએ આ અનુપમ બંગડી પહેરી લીધી અને ખુશખુશાલ થઈ બીજી બંગડી માટે હઠ લઈને બેઠી. રાજાએ બંગડી વેચનાર બ્રાહ્મણને બોલાવ્યો તો તેણે ડરતાં ડરતાં આ બંગડી મળવાની ઘટના કહી સંભળાવી ત્યારે રાજા બ્રાહ્મણને લઈને રવિદાસને શરણે ગયો. વિનમ્ર ભાવે રાણીની હઠની વાત કરી અને આવી જ બીજી બંગડી આપવાની વિનંતી કરી. બ્રાહ્મણ દેવતા પણ કરગરીને ક્ષમાયાચના કરવા લાગ્યા. રવિદાસજી રાજાની આખી વાત સાંભળતાં હસતા રહ્યા. આ વાતચીત દરમિયાન તેમણે એકવાર બ્રાહ્મણની સામે ક્ષમાપૂર્ણ નજરે જોયું અને ધ્યાનસ્થ થઈ ગયા. પછી તેમણે પોતાની ચામડાં પલાળવાની કુંડીમાં હાથ નાંખી તેવી જ બહુમૂલ્ય રત્નજડિત બંગડી કાઢીને રાજાને ભેટ આપી. બધાએ જોયું કે બંગડી ઉપર રેતીના કણ વળગેલા હતાં. જાણે કે તે ગંગા નદીમાંથી કાઢી ન હોય. હાજર રહેલા લોકોએ રવિદાસનો જયજયકાર કર્યો.

રવિદાસજીના જીવનમાં આવા અદ્ભુત પ્રસંગો હંમેશા બનતા રહેતા. તેથી તેમની કીર્તિ ઉત્તરોત્તર ફેલાતી જ ગઈ. આથી આકર્ષાઈને ભારતના બધા પ્રદેશોમાંથી સાધુ સંત તથા શ્રધ્ધાળુ ભક્તજન એમાં દર્શન કરવા અને ઉપદેશામૃતનું પાન કરવા આવતા. આ પ્રસંગે તેઓ પોતાના પ્રદેશમાં આવવાનું આમંત્રણ પણ આપતા. ગુરુ રવિદાસજી પોતાના શિષ્યો અને શ્રધ્ધાળુઓની વિનંતીથી સમય સમય પર તે પ્રદેશોમાં ધર્મપ્રચારાર્થે યાત્રા પણ કરતા.

પોતાની શિષ્યા ઝાલી રાણી રત્નકુંવરીના નિમંત્રણ પર તેઓ ચિતોડ ગયેલ, તે સમયની એક વિશેષ ઘટનાનો ઉલ્લેખ કરતાં પ્રિયદાસજી લખે છે :

**ગઈ ઘર ઝાલી પુનિ બોલિ કે પઠાયો અહો,**
**જૈસે પ્રતિપાલી અબ તૈસૈં પ્રતિપારિયે ।**

**આપહુ પધારે ઉન બહુ ધન પટ વારે,**
**બિપ્ર સુનિ પાંવધારે, સીધો દૈ નિવારિયે ॥**
**કરિકે રસોઈ દ્વિજ ભોજન કરન બૈઠે,**
**દ્વૈ દ્વૈ મધિ એક યૌ રવિદાસકો નિહારિયે ।**
**દેખિ ભઈ આંખૈં દીન ભાખૈં સિખ લાખૈં ભયે,**
**સ્વર્ન કો જનેઊ કાઢ્યો ત્વચા કીની ન્યારિયૈ ।**

ઝાલી રાણીના નિમંત્રણ પર ગુરુ રવિદાસજી ચિતોડ પધારતાં રાણીએ એમનું અપૂર્વ સ્વાગત કર્યું અને એમની પધરામણીને અનુલક્ષી એક મોટા ભોજન સમારંભનું આયોજન કર્યું. પરંતુ બ્રાહ્મણોએ એક ચમાર સાથે એકી પંગતે ભોજન કરવાનો અસ્વીકાર કર્યો. આથી એમને સૌને સીધું આપવામાં આવ્યું. જ્યારે બ્રાહ્મણો પોતાની અલગ પંગત બનાવી જમવા બેઠા ત્યારે એમણે જોયું કે દરેક બે બ્રાહ્મણની વચમાં રવિદાસ બેઠેલા છે. ગુરુ રવિદાસનું આ અલૌકિક રૂપ જોઈ તે સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. આટલું જ નહીં રવિદાસજીએ પોતાની છાતીની ચામડી ચીરીને પોતાની જનોઈ બધાને બતાવી અને આ રીતે સત્યરૂપે પોતાના બ્રાહ્મણત્વનો પરિચય કરાવ્યો. આ જોઈને લાખો લોકો એમના શિષ્ય બની ગયા.

સંત ચરણદાસ (જન્મ 1760 વિ.સં.)ના પ્રશિષ્ય સંત નિત્યાનંદે 'ભક્તમાલ'માં 'શ્રી રવિદાસ કથા'માં લખ્યું છે કે :

**દ્રાવિડ દેસ ભૂપ કી રાની, સુનિ રવિદાસ ભક્તિ ગુન ખાની ।**
**ચેલી ભઈ તાસુ ઢિગ આઈ, દૈ રવિદાસ ભક્તિ સમુઝાઈ ॥**

અને આ દ્રવિડ દેશના રાજાની રાણીના નિમંત્રણ પર રવિદાસના આગમન સમયે ભોજન સમારંભ યોજેલો. એ નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી કે દ્રવિડ દેશના રાજાની આ રાણી અને ચિતોડની મહારાણી બંને એક જ હતાં કે જુદાં હતાં. પરંતુ એટલું તો નિશ્ચિત છે કે દક્ષિણના કોઈ રાજાની રાણી રવિદાસની ખ્યાતિ સાંભળી કાશી આવીને એમની શિષ્યા બનેલી. દક્ષિણ હૈદરાબાદના ઔરંગાબાદ જિલ્લાના એલોરા સ્થાન પર 'રવિદાસ કુંડ' તથા તિરુપતિ (આંધ્રપ્રદેશ)માં બાલાજી પર્વતની નીચે વૈકુંઠ કોલ તીર્થસ્થાન પર રવિદાસજીની 'ગાદી' અને 'સમાધિ'ના અવશેષ મળ્યા છે. આ સ્મારકો સાથે સંત નિત્યાનંદના કથનનો મેળ બેસાડતાં કોઈક સત્યને પહોંચી શકાય.

ગુરુ રવિદાસજીના મહાન વ્યક્તિત્વ, ઉદાત્ત વિચાર અને ભક્તિસાધનાથી તત્કાલીન જનસામાન્ય જ નહિ, પરંતુ કબીર, સેન, ધન્ના, નાનક જેવા પ્રખ્યાત સંત સાધકો પણ બહુ જ પ્રભાવિત થયેલાં. આ સંત ભક્તોએ મુક્તભાવે ગુરુ રવિદાસની પ્રશસ્તિ ગાઈ છે. એમનું પારસ્પરિક મિલન, વિચારોનું આદાનપ્રદાન, સત્સંગ પ્રવચન સમયે સમયે થતાં રહેતાં. મીરાં તો રવિદાસની શિષ્યા જ હતાં. એણે એમનું ગુરુ રૂપે વારંવાર સ્મરણ કર્યું છે.

સંત કબીર પોતાના જીવનકાળ દરમિયાન ગુરુ રવિદાસજીની માફક ભારે પ્રસિધ્ધિ મેળવી ચૂક્યા હતા. એમનો યશ દૂર દૂર સુધી ફેલાયો હતો. સેંકડો નહિ બલ્કે હજારો હિંદુ મુસલમાન એમના શિષ્યો હતા. તેઓ તેમના પ્રત્યે શ્રધ્ધા રાખતા. ગુરુ રવિદાસજીએ પોતાની 'વાણી'માં સંત કબીરનું નામ એક પ્રસિધ્ધ સંતના રૂપમાં અનેક વાર યાદ કર્યું છે :

**1. તિહૂં રે લોક પરસિધ કબીરા ।**
**2. નામદેવ કબીર તિલોચન સધન સૈનું તરે ।**
**3. હરિ કે નામ કબીર ઉજાગર ।**
**જનમ જનમ કે કાટે કાગર ।**
**4. નિરગુન કો ગુન દેખો આઈ ।**
**દેહી સહિત કબીર સિધાઈ ।**

સંત કબીરના મૃત્યુ પર એમના હિંદુ-મુસલમાન શિષ્યોમાં અંતિમ સંસ્કાર બાબતે વિવાદ ઊભો થતાં તેમના શબને સ્થાને 'પુષ્પો'નો ઢગલો મળેલ એવી લોકવાયકા છે. છેલ્લી લીટીઓનો આ તરફ સંકેત છે. આ સંકેતો પરથી એ સ્પષ્ટ થાય છે કે કબીરદાસ અને સેન રવિદાસજીની હયાતિ દરમિયાન દિગવંત થયેલા. ઉંમરમાં બંને સંતો રવિદાસજીથી નાના હતા.

કબીરે "સાધુઓમાં રવિદાસ સંત છે" એમ કહ્યું છે અને તેમને ધ્રુવ, પ્રહલાદ તથા શુક્રદેવ જેવા ઉત્તમ કોટિના ભક્તોમાં ગણાવતાં તેમની માફક પ્રભુ-પ્રેમ સુધારસનું પાન કરવાવાળા બતાવ્યા છે.

**સુખ સાગરમે આય કે, મત જા રે પ્યાસા ।**
**અજહુ સમઝ નર બાવરે, જમ કરત નિરાસા ॥**
**નિરમલ નીર ભરે તેરે આંગે, પીલે સ્વાંસોં સ્વાંસા ।**
**મૃગતૃસા જલ છાડ બાવરે, કરો સુધારસ આસા ॥**
**ધ્રુ, પ્રહલાદ, શુક્રદેવ પિયા, ઔર પિયા રવિદાસા ॥**
**પ્રેમ હિ સંત સદા મતવાલા, એક પ્રેમકી આસા ॥**
**કહે 'કબીર' સુનો ભાઈ સાધો, મિટ ગઈ ભયકી બાસા ॥**

ભક્ત સેનનું એક પદ છે :

**વેદ હિ જૂઠા, શાસ્ત્રહિ જૂઠા, ભક્ત કહાં સે પછાની ।**
**જયા જયા બ્રહ્મા તૂ હી જૂઠા, જૂઠી સામે ન માની ॥**
**ગરુડ ચઢે જબ વિષ્ણુ આયા, સાચ ભક્ત મેરે દોહી ।**
**ધન્ય કબીર, ધન્ય રૌહિદાસા, ગાવૈ સેના ન્હાવી (નાઈ) ॥**

આમાં એમણે કબીર, રૌહિદાસ (રવિદાસ)ને પોતાના સાચા અને પૂજ્ય ભક્તોના રૂપમાં સ્મરણ કર્યું છે.

ભવિષ્ય પુરાણને આધારે રવિદાસે કબીરને વાદવિવાદમાં પરાસ્ત કર્યાની હકીકત પાછળથી ઉમેરાયેલી છે. ભક્ત સેન કૃત 'કબીર રૈદાસ સંવાદ' કે જે

વિ.સ. 1502માં રચિત હોવાનું મનાય છે, તેમાં સંતોની બ્રહ્મની નિરાકાર તથા સાકાર ઉપાસના વિષે પ્રશ્નોત્તર રૂપે ચર્ચા છે.

રવિદાસજી સાકારરૂપનો મહિમા વર્ણવે છે. તો કબીરદાસ નિરાકાર રૂપનો, વિષ્ણુ ગરુડ પર બેસીને આવેલ અને બંનેને સાકારરૂપે દર્શન આપે છે. કબીર આત્મ–નિવેદન કરી કૃતકૃત્ય થાય છે. સંવાદનો છેલ્લો ભાગ આ પ્રમાણે છે :

**રૈદાસ કહૈ જી,**
**સો તુમ વો સો હૂં ગાઊં, તેરા જ્ઞાંન વિચારોં ।**
**કહૈ રૈદાસ કબીર ગુરુ મેરા, મર્મ કરમ ધોઈ ડારોં ॥**

**કબીર કહૈં જી,**
**મરમ હી ડારી દે, કરમ હી ડારિ દે, ડારિ દે જીવી દુવિધાઈ**
**આતમરામ કરૌ 'વિશ્રામા', હમ દોનુ ગુરુ ભાઈ ॥**

**રૈદાસ કહૈં જી,**
**માખણ મથી રૂપ તત દિખલાયા, ભરમ કરમ સબ જાઈ,**
**કહૈ રૈદાસ પીર ગુરુ મેરા, યા મત તુમ્ સું પાઈ.**

**કબીર કહૈં જી,**
**નિરગુણ બ્રહ્મ સકલ કૌ દાતા, સો સુમરૌ ચિત લઈ ।**
**કો હૈ લઘુ દીરઘ કૌ નોહી, હમ તુમ દોનુ ગુરુ ભાઈ ।**
**ચલ્યા ચલ્યા વિષ્ણુજી આયા, જહો કબીર રૈદાસા ।**
**ઉઠો કબીર સન્મુખ હૈ દેખો, કરૌ કોણ કી આસા ।**
**કહૈ કબીર જી સુણો બ્રહ્મજી, તુમ હો ચતુર વિવેકી ।**
**હમ તો બુરા ભલા જન તેરા, થા તત બસ્તક્ય ન દેખી ॥**
**ગરુડ ચઢે ગોપાલ કહત હૈ સતિ ભક્ત હમારે સોઈ ।**
**સતિ કબીર ધનિ રૈદાસા, ગાવૈ સેના સોઈ ॥**

સંત અનંતદાસ પોતાની 'રૈદાસ કી પરચઈ'માં લખે છે કે ઝાલી રાણીને શિષ્યા બનાવવાના વિરોધમાં બ્રાહ્મણોએ રવિદાસજીને બારણે ધરણાં કર્યાં, ત્યારે બાંધવગઢથી ભક્ત સેન પણ એમને સમજાવવા આવ્યા હતા અને તે અંગે કબીરની સંમતિ માટે રવિદાસજીએ જાતે સંદેશ મોકલેલો -

**નિજ હર ભગત સણિ હૈ નાઈ, બાધોગઢ તૈ વો ચલિ આઈ ।**
**તાકૌ વચન ન માને, કરે મચલાઈ મીરબાં ઠાનૈં ।**
**ભગત એક રૈદાસ પઠાયો, સો કબીરકો બૂઝણ આયો ।**
**બાભણ પૌલિ હમારી મરિ હૈ, દેહુ મતો હમ કૈસે કરિ હૈ ।**

આ પ્રકારે ધન્ના ભગતે એક પદમાં નામદેવની સાથે કબીર, રવિદાસ અને સેનના ભક્તિભાવ અને ખ્યાતિથી પ્રભાવિત અને પ્રેરિત થઈ પોતે ભક્તિ તરફ વળ્યાનો ઉલ્લેખ કર્યો છે.

ગોવિંદ ગોવિંદ ગોવિંદ સંગિ નામદેવ મન લીણા ।
આઠ દામકો છીપરો હોઈઓ લાખીણા ।।
બુનના તનના તિઆગિ, પ્રીતિ ચરન કબીરા ।
નીચ કુલા જોલાહરા ભઈઓ ગુનિઅ ગહીરા ।।
રવિદાસુ ઢુવેતાં ઢોર નીતિ તિન્હી તિઆગી માઈઆ ।
પરગર હોઈઆ સાધ સંગિ હરિદારસન પાઈઆ ।।
સેનુ ભાઈ બુત કારિતા ઓહુ ધરિ ધરિ સુનિઆ ।
હિરદે અસિઆ પાર બરહમ ભગતા મહિ ગનિઆ ।।
ઈહ વિધિ સુનિકૈ જાટરો ઉટિ ભગતી લાગા ।
મિલે પ્રતખિ ગુસઈઆ 'ધન્ના' બડભાગા ।।

ગુરુ રવિદાસજી અને ગુરુ નાનકદેવજીનો મેળાપ વારાણસીમાં થયેલ, પરંતુ કેટલાક વિદ્વાનોના મતે મેળાપ અયોધ્યામાં થયેલ. આ મુલાકાતનો સમય વિ.સ.1555 માનવામાં આવે છે. જે સમયે રવિદાસજી 122 વર્ષના હતા. ગુરુ નાનકદેવજીએ ભારે શ્રધ્ધાપૂર્વક પોતાનાં પદોમાં રવિદાસજીનું નામ લખ્યું છે.

1. રવિદાસ ચમારુ અસ્તુતિ કરૈ, હરિ કી રીતિ નિમિખ ઈક ગાઈ ।
   પતિત જાતિ ઉત્તમ ભયા, ચારિ બરન પએ પગિ આઈ ।
2. રવિદાસ ધ્યાયે પ્રભુ અનૂપ, ગુરુદેવ 'નાનક' ગોવિંદ રૂપ ।

આ સિવાય રવિદાસજી પછીના સંત ભક્તોએ પણ તેમની ભક્તિ અને સિધ્ધાવસ્થાનો પોતાની 'વાણીઓ'માં વારંવાર ઉલ્લેખ કર્યો છે. ઉદાહરણ અર્થે કેટલાક સંતો ભક્તોનાં પદોની કેટલીક ઈચ્છિત પંક્તિઓ જોઈએ.

1. રોહિદાસ ચમાર સબ કુછ જાને કઠોરે ગંગા દેખ । – એક નાથ
2. જન રવિદાસ નીચ કુલ ઊંચા, તાકૂ તીન લોક સબ જાણૈ રે,
   જન 'હરીદાસ' વૈ નિરભં દેખ્યા, તાતૈ ઉલટી તાંણૈં રે ।
   – હરિદાસ
3. અમૃત રામ રસાયણ પીયા, તાથૈ અમર કબીરા કીયા ।
   રામ રામ કહી રોમ સામાંના, જન રવિદાસ મિલે ભગવાનાં ।।
   – દાદૂ
4. નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન, ચોગાજી, મેરે જી કે હૈ જી નામદેવ ।
   નાગાજન મિત્ર નરહરિ સુનાર, રવિદાસ કબીર સગે મેરે ।।
   – તુકારામ
5. રામ રસ પીયા રે, પીના હી આનંદ હોય ।
   સૌંઝે સૈન પિયો રવિદાસા, મીરા પ્રેમ બડાઈ રે । – સેવાદાસ
6. કબીર નામદેવ પીયા રવિદાસા, ભગસાગર કી કાટી પાસા ।।
   – કલ્યાણદાસ

**7. જન રવિદાસ સાધિ સૂરાતન, બિપ્રન માર મચાઈ રે ।**
**– છોટે સુંદરદાસ**

**8. ભેટો જબ રવિદાસ કૂં, લીન્હો ભૂજા પસાર ।**
**હરિ લીલા રીઝે નહીં અચરજ કહીં અપાર ॥ – દયાબાઈ**

**9. પીપા, ધના, સૈન, રવિદાસ સુખદેવ પીયો અઘાઈ ।**
**અમર ગુરુ પીઓ હુએ નિરભં અગમ સુરતિ ઠહરાઈ ॥**
**– કરસનદાસ**

**10. પીપા જન રવિદાસ પુનિ સુમરે સુખદાઈ રે ।**
**પીયા પિયાલા પ્રેમ કા ઉર તપન બુઝાઈ રે ॥**
**– રૂપદાસજી**

ગુરુ રવિદાસજીનું જીવન આરંભથી અંત સુધી સંઘર્ષમય વીત્યું છે. તેઓ એક પરમ સંત અને કર્મવીર અને કર્મઠ વ્યક્તિ હતા. આ જ કારણ છે કે ગમે તેવી સ્થિતિઓમાં તેઓ અડગ રહ્યા અને આગળ વધતા જ રહ્યા. રવિદાસજીને કેવળ સમાજના કોપ–ભાજન બનવું પડયું નથી, પરંતુ તેમને શાસક વર્ગ સામે પણ મોરચો માંડવો પડેલો. પરંતુ બધે જ હંમેશા જીત એમની જ થતી.

શાહ સિકંદર લોદી સાથેના રવિદાસજીના મેળાપની લોકવાયકાઓ અનેક રૂપે પ્રચલિત છે. આ મેળાપનો સમય વિ.સ.1545 મનાય છે, જ્યારે સિકંદર લોદી રાજ્યાભિષેક પહેલાં વારાણસી આવ્યો હતો. આ વખતે રવિદાસની ઉંમર 112 વર્ષની હતી.

શાહ સિકંદર લોદી અને ગુરુ રવિદાસજીના મેળાપ સંબંધી પ્રચલિત એક કથા પ્રમાણે જ્યારે શાહ વારાણસી આવેલ ત્યારે રવિદાસજીની ખ્યાતિ સાંભળીને તેમને દરબારમાં પધારવા આમંત્રણ મોકલ્યું. તેમની ભક્તિ, જ્ઞાન તથા અનેક અલૌકિક વાતો દેખી-સાંભળી સિકંદર લોદી અત્યંત પ્રભાવિત થયો અને રવિદાસનું સન્માન કર્યું. એક બીજી લોકવાયકા છે કે કેટલાક ઈર્ષ્યાળુ લોકોની ફરિયાદ પરથી એમને દરબારમાં બોલાવ્યા અને મુશ્કેટાટ બાંધી હાથીના પગ નીચે કચડવાનો હુકમ કર્યો, પરંતુ મદમસ્ત હાથીને જ્યારે છોડવામાં આવ્યો ત્યારે રવિદાસજીના દિવ્ય તેજથી પ્રભાવિત થઈ તેમની આગળ માથું નમાવી ઊભો રહ્યો. ત્યારે શાહે પોતાની ભૂલ સ્વીકારી ક્ષમાયાચના સાથે તેમનો સત્કાર કરી વિદાય કર્યા. પરંતુ સંત કબીર સાથે પણ આવી જ ઘટના બનેલી એવું કહેવાય છે. આ બનાવોથી એટલું તો સિધ્ધ થાય છે કે સિકંદર લોદીએ હિંદુ-સંસ્કૃતિની તે સમયની સરક્ષક એવી અગ્રણી પ્રભાવશાળી વ્યક્તિઓને કોઈને કોઈ રીતે અવશ્ય ભયભીત અને દંડિત કરેલ. શાહ સિકંદર આવાં કરતૂતો માટે ઈતિહાસમાં ઘણો બદનામ થઈ ચૂકેલ છે. એ પણ શક્ય છે કે આવા કોઈ સમયે જ ગુરુ રવિદાસજીના હૃદયમાંથી પરાધીનાતા સંબંધી નીચે પ્રમાણે ઉદ્‌ગાર નીકળ્યા હોય –

**1. પરાધીનતા પાપ હૈ જાન લેહુ રે મીત ।**
**'રવિદાસ' પરાધીન સોં, કૌન કરે હૈ પ્રીત ॥**

**2. પરાધીન કો દીન ક્યા, પરાધીન બે દીન ।**
**'રવિદાસ' દાસ પરાધીન કૌ, સબ હી સમઝે હીન ॥**

ગુરુ રવિદાસ 151 વર્ષની વયે વિક્રમ સંવત 1584માં ચિતોડમાં નિર્વાણ પામ્યા. કેટલાક વિદ્વાનોના મતે તેઓ કાશીમાં જ બ્રહ્મલીન થયા, પરંતુ તે સત્ય નથી.

છેલ્લા દિવસોમાં મીરાંબાઈની વિનંતીથી ગુરુ રવિદાસજી સપત્ની ચિતોડ આવીને રહ્યા હતા. પરંપરાથી મીરાંબાઈને રવિદાસની શિષ્યા માનવામાં આવે છે. એમણે જાતે પણ પોતાનાં પદોમાં રવિદાસજીનો ગુરુ રૂપે ઉલ્લેખ કર્યો છે. દા.ત.,

1. **મીરાં ને ગોવિંદ મિલ્યાજી, ગુરુ મિલ્યા રૈદાસ ।**
2. **રૈદાસ સંત મિલે મોહિ સતગુરુ, દીન્હી સુરત સહદાની ।**
3. **મીરા કે પ્રભુ તુમ હી સ્વામી, શ્રી રૈદાસ સતગુરજી ।**
4. **મેરો મન લાગો ગુરુ સો, અબ રહુગી ન અટકી ।**
   **ગુરુ મિલિયા રૈદાસજી, દીન્હી જ્ઞાનકી ગુટકી ॥**

ગુરુ રવિદાસ ચિતોડવાસ દરમિયાન રોજ ભજનકીર્તન પછી પ્રવચન કરતા. તેમાં તેઓ સમાજસુધારા સંબંધી વિચારોનું દૃઢતાપૂર્વક પ્રતિપાદન કરી પ્રચાર કરતા. પરંતુ કેટલાક કટ્ટરપંથી લોકોથી આ સહન થતું નહિ. તેમને એક ચમાર વ્યાસપીઠ પર બેસી ધર્મોપદેશ કરે તે ખટકતું. તે લોકો ધર્મોપદેશને બ્રાહ્મણ અથવા ઉચ્ચકુલોત્પન્ન વ્યક્તિઓનો જ અધિકાર માનતા. એથી તેઓ નિરંતર રવિદાસનો વિરોધ કર્યે રાખતા.

કહેવાય છે કે એક દિવસ નિત્ય નિયમાનુસાર રવિદાસજી ધર્મોપદેશ કરી રહ્યા હતા ત્યારે સંયોગવશ કટ્ટરપંથીઓના વિરોધે ઉગ્રરૂપ ધારણ કર્યું. તેઓ યજ્ઞોપવીતરહિત અબ્રાહ્મણ એવા રવિદાસને ધર્મોપદેશ માટે અનધિકારી કહી વચ્ચે વચ્ચે ટોકતા રહ્યા. કહેવાય છે કે તેથી રવિદાસે એકદમ વ્યાસપીઠ પરથી ઊભા થઈ પોતાની છાતી ચીરી તેમાં યજ્ઞોપવીત દેખાડી પોતાનું બ્રાહ્મણત્વ સિધ્ધ કર્યું. તે વખતે દિવ્ય યજ્ઞોપવીતમાંથી કરોડો સૂર્ય જેવી જ્યોતિ ચારેબાજુ ચમકી ઉઠી. જોનારાઓ અંજાઈ ગયા. તે દિવ્ય જ્યોતિના વિલીન થવાની સાથે જ ગુરુ રવિદાસજી સશરીર બ્રહ્મલીન થયા. ફક્ત તેમનાં ચરણચિહ્નો ત્યાં દેખાતાં રહ્યાં. રવિદાસના બ્રહ્મલીન થયાના સમાચાર જણાવવા જ્યારે ભક્તજનો લોનાદેવી પાસે પહોંચ્યા તો ત્યાં કુટિયામાં તેમણે જોયું કે તેઓ પણ સશરીર અંતર્ધાન થઈ ગયાં હતાં.

મીરાંબાઈએ પોતાના ગુરુના પવિત્ર ચરણ–ચિહ્નોની ચિરસ્થાયી યાદગીરી માટે તેના ઉપર છત્રી બંધાવડાવી. ગુરુ રવિદાસના સ્મારક રૂપે 'રવિદાસની છતરી' અને 'રવિદાસનાં ચરણ–ચિહ્નો' આજે પણ ચિતોડમાં એમના શ્રધ્ધાળુ ભક્તો માટે તીર્થસ્થાનો બની ગયાં છે.

ગુરુ રવિદાસે પોતાનો કોઈ પંથ સંપ્રદાય સ્થાપ્યો નથી. કોઈ પણ સિધ્ધસંત આવા ગુરુડમ અથવા પંથવાદના પક્ષપાતી હોતા નથી. ગુરુ રવિદાસ પણ ન હતા. પરંતુ એમના મતવાદની પરંપરા ચાલુ થઈ એ સત્ય છે. તેમાં અનેક સંત મહાત્મા થયા છે અને આજે પણ ગુરુ રવિદાસના અનુયાયીઓ ભારતના પ્રત્યેક ભાગમાં મળી આવે છે. જેમની સંખ્યા લાખોમાં નહિ, કરોડોમાં છે. તેઓ મહારાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન, પંજાબ, ઉત્તર પ્રદેશ, દિલ્હી વગેરે પ્રદેશોમાં પથરાયેલા છે. ગુરુ રવિદાસના અનુયાયીઓ પોતાને રવિદાસી, રૈદાસી, રામદાસી, ધુસિયા, ચમાર, ચર્મકાર, રૈગર, ખટીક (ખાટકી), જટિયા, જાટવ આદિ વિવિધ નામોથી ઓળખાવે છે. ઈ. સન 1891ની વસતિ ગણતરી પ્રમાણે રવિદાસી જાતિ અથવા રવિદાસી પંથના અનુયાયીઓ 1157 પેટા જાતિઓમાં વહેંચાયેલા જણાયા હતા.

રવિદાસીઓની આવડી મોટી સંખ્યા જોઈને એવું અનુમાન જરૂર કરી શકાય કે ગુરુ રવિદાસના પ્રચારક શિષ્યોની એક સુદીર્ઘ પરંપરા અને તેના પ્રચાર કેન્દ્રો (ગાદીઓ)ની ઘણી વિશાળ સંખ્યા રહી હશે. રવિદાસી સંતો-ભક્તો તથા શ્રધ્ધાળુઓ દ્વારા પોતાના ગુરુની પવિત્ર સ્મૃતિમાં સ્થળે સ્થળે બનાવેલ છતરી, કુંડ, વાવડી, મંદિર વગેરે આની સાબિતીરૂપ અનેક દાખલા છે. આ સ્મારકો અવશેષ અથવા પૂર્ણરૂપે આજે પણ હયાત છે. આની બીજી સાબિતી છે, રવિદાસજીના શિષ્યો, અનુયાયીઓ, શ્રધ્ધાળુઓ દ્વારા પોતાના ગુરુની પ્રાંતભેદે જુદા જુદા નામે કરાતી યાદ. બંગાળમાં એમનું નામ છે રુઈદાસ, મહારાષ્ટ્રમાં રોહીદાસ અથવા રોહીતાસ, ઉત્તર પ્રદેશમાં અને રાજસ્થાનમાં રવિદાસ તથા રૈદાસ, અને પંજાબમાં રૈદાસ, રવિદાસ તથા રામદાસ વિશેષ પ્રચલિત છે.

ગુરુ 'ગ્રંથ સાહેબ'માં (જેમાં એમનાં 39 પદ સંગ્રહિત છે) એમનું રવિદાસ નામ જ વપરાયેલું છે. હકીકતમાં તે જ એમનું મૂળ નામ છે. જેમ પહેલાં જણાવ્યું છે તેમ રવિવારને દિવસે જન્મવાથી તેમનું નામ રવિદાસ રાખવામાં આવેલું.

# 3. ગુરુ રવિદાસવાણીની વિશેષતાઓ અને વિચારધારા

સંત ભક્તોની વાણી દૂહા(સાખીઓ) અને પદોમાં પ્રાપ્ત થાય છે. ગુરુ રવિદાસની વાણી પણ બે રૂપોમાં મળે છે.

ગુરુ રવિદાસની વાણીની પોતાની અનેક આગવી વિશેષતાઓ છે, જેનો અનુગામી સંતો, ભક્તો, વિદ્વાનો અને વિવેચકો - સૌએ સ્વીકાર કર્યો છે અને તેની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. રવિદાસજી એક અત્યંત વિનમ્ર, રાગદ્વેષરહિત, ખંડન-મંડન પ્રવૃત્તિથી અલિપ્ત ઉચ્ચ કોટિના સંત હતા. એથી એમની વાણી પણ એમના સ્વભાવાનુસાર સરસ, સરળ અને સુબોધ હોવા સાથે સાથે ઉદાત્ત વિચાર અને ભક્તિભાવથી પૂર્ણ છે. એમાં ક્યાંયે કોઈ પણ પ્રકારની કડવાશ અને ઉત્તેજનાની છાંટ પણ વરતાતી નથી. સંત નાભાદાસજીએ રવિદાસવાણીને 'સંદેહગ્રંથિ ખંડન નિપૂણ'ની સાથે સાથે 'વિમળ વાણી' તરીકે યોગ્ય રીતે જ ઓળખાવી છે. એમણે પોતાના 'ભક્તમાલ'માં રવિદાસજીની જે પ્રશસ્તિ ગાઈ છે, તે તેમની વાણીગત વિશેષતાઓ તથા વ્યક્તિત્વની પૂરેપૂરી જાણકારી પ્રગટ કરે છે.

**સંદેહ ગ્રંથિ ખંડન- નિપુન બાનિ વિમલ રવિદાસ કી ।**
**સદાચાર શ્રુતિ શાસ્ત્ર વચન અવિરુધ્ધ ઉચાર્યો ।**
**નીરક્ષીર બિબરણ પરમ હંસનિ ઉર ધારયો ॥**
**ભગવત કૃપા પરમ ગતિ ઈહિં તનુ પાઈ ।**
**રાજ સિંહાસન બૈઠિ જ્ઞાતિ પરતીતિ દિખાઈ ।**
**વર્ણાશ્રમ અભિમાન તજિ પદરજ બંદહિ જાસુ કી ।**
**સંદેહ ગ્રંથિ ખંડન નિપુન બાનિ વિમલ રવિદાસ કી ॥**

રવિદાસની વાણી સંદેહ ગ્રંથિના (શંકાઓના) નિરાકરણ માટે, સદ્અસદ્ના વિવેક માટે પરમ સહાયક છે. તે અત્યંત વિમળ અને દોષરહિત છે. રવિદાસજીએ જે આચાર પધ્ધતિનું અનુસરણ કર્યું અને જે વિચારોનો પ્રચાર કર્યો અને જે ઉપદેશ આપ્યો તે વેદશાસ્ત્ર અનુકૂળ અને વેદસમર્થિત હતો. નીરક્ષીર વિવેકવાળા ભલું–બુરું અને પાપ-પુણ્યને સમજવાના સામર્થ્યવાળા સંતો-મહાત્માઓ તે ઉપદેશો અને વિચારોનો સ્વીકાર કરી તે પ્રમાણે આચરણ કરતા. રવિદાસે ભગવતકૃપાથી જીવન દરમિયાન પરમ ગતિ પ્રાપ્ત કરી લીધી હતી. તેઓ જીવન મુક્ત હતા. તેઓએ આ ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરી પોતાના કુળની ઉચ્ચતાનું ભાન સંસારને કરાવ્યું. મોટા

મોટા મહાત્માઓ સંત-મહાત્માઓ અને વિદ્વાનો પોતાનાં જ્ઞાતિ અને આશ્રમનું અભિમાન છોડી તેમની ચરણવંદના કરવા લાગ્યા. રવિદાસની વાણી શંકાઓનું સમાધાન કરનારી અને બધા પ્રકારના દોષોથી મુક્ત છે.

ગુરુ રવિદાસની વાણીની ભાવ અને શૈલીગત વિશેષતાઓ પર વિચાર કરતાં આચાર્ય હજારીપ્રસાદ દ્વિવેદી પોતાના 'હિન્દી સાહિત્ય'માં લખે છે – આડંબરરહિત શૈલી અને સંપૂર્ણ આત્મસમર્પણના ક્ષેત્રમાં રવિદાસ સાથે બહુ ઓછા સંતોની સરખામણી કરી શકાય. જો હાર્દિક ભાવોનું સંપ્રેષણ કાવ્યનો ઉત્તમ ગુણ હોય તો નિસંદેહ રવિદાસનાં પદો આ ગુણથી સમૃધ્ધ છે. સીધાં સાદાં પદોમાં સંત કવિના બૃહદ્ભાવ બહુ સ્વચ્છ રીતે પ્રગટ થયા છે, જે અનાયાસ જ સહૃદયને પ્રભાવિત કરે છે. એનું આત્મનિવેદન, દીનતાનો ભાવ અને સહજભક્તિ આ જાતના ભાવો વાચકના હૃદયમાં સંચારિત કરે છે. આને કાવ્યમાં પ્રેષણીયતાનો ગુણ કહે છે. આ રીતે ગુરુ રવિદાસની વાણી અનેક વિશેષતાઓથી પરિપૂર્ણ છે.

જેમ કે શરૂઆતમાં કહ્યું તેમ ગુરુ રવિદાસની વાણી બીજા સંતો ભક્તોની માફક દૂહા પદોમાં મળે છે. દૂહાઓને સાખી કહેવામાં આવે છે. તે એટલા માટે કે આ સાખીઓ સંત ભક્તોના ઉપદેશો છે. એમના બોધનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. એમના અનુભવોનો સાર છે. આ કારણે સંત કબીરે સાખીઓને 'જ્ઞાનની આંખ' કહી તેના વિના સંસારની ઝંઝટોમાંથી મુક્તિ મેળવવી અસંભવ ગણી છે :

**સાખી આંખી જ્ઞાનકી સમુઝિ લેહૂ મન માંહી ।**
**બિન સાખી સંસાર કા ઝગરા છૂટન નાંહિ ॥**

એજ રીતે 'પદ' પણ સંત ભક્તો દ્વારા લોકભાષામાં રાગ–રાગણીના માધ્યમ દ્વારા પ્રગટ થયેલ એમના હૃદયતળમાંથી સ્ફૂરેલ ભક્તિરસના સરસ અનુભવ-ઉદ્ગાર છે.

ગુરુ રવિદાસની વાણીમાં એમનાં વ્યક્તિત્ત્વ અને ભક્તિ ભાવનાની સાથે સાથે એમની વિચારધારાનાં વ્યાપક દર્શન થાય છે. એમના દાર્શનિક, ધાર્મિક, સામાજિક, નૈતિક, આર્થિક અને રાજનૈતિક વિચારોનું એક સ્પષ્ટ અને સર્વાંગીણ દર્શન આપણને એમની સાખીઓમાં અને પદોમાં થાય છે.

રવિદાસજીએ સર્વોચ્ચ સત્તાને વેદાંતીઓની ભાષામાં 'બ્રહ્મ' તરીકે જણાવી છે અને તેને 'પૂરણ બ્રહ્મ બસે સબ ઠાંઈ' કહીને પૂર્ણ અને સર્વ વ્યાપક રૂપે સ્વીકાર કર્યો છે. 'ચરન પનાબ સીસ અસમાના' દ્વારા બ્રહ્મનું વિરાટ રૂપ પ્રગટ કરતાં તેને વિષે સ્પષ્ટ કરતાં કહે છે :

**આદિ મધ્ય ઔસાન એક રસ, એક તાર હૈ ભાઈ ।**
**થાવર જંગમ કીટ પતંગા, પૂરિ રહૈ હરિ રાઈ ॥**
**સર્વેસ્વર સર્વંગી સરબગતિ કરતા હરતા સોઈ ।**
**દ્રિષ્ટિ અદ્રિષ્ટિ ગયે અરુ ગ્યાતા એકમેક હૈ 'રવિદાસા' ॥**

તે અનિર્વચનીય છે :

1. **જસ હરિ કહીએ તસે હરિ નાંહી,**
 **હૈ અસ જસ કછુ તૈસા ।**
2. **કહૈ 'રવિદાસ' અકથ કથા, ઉપનિષદ્ સુનીજૈ ।**
 **જસ તૂં તસ તૂં હી, કસ ઔપમ દીજૈ ॥**

રવિદાસજીએ તે અનિર્વચનીય બ્રહ્મને ઉપનિષદોની જેમ વિશેષણોથી વર્ણવ્યા છે.

**નિસચલ નિરાકાર અજ અનૂપમ, નિરભૈ ગતિ ગોબિંદા ।**
**અગમ અગોચર અછર અતરક, નિરગુન અંત અનંદા ॥**

ગુરુ રવિદાસજી દાર્શનિક ભાષામાં અદ્વૈતવાદી છે. તેઓ બ્રહ્મ અને જીવાત્મા વચ્ચે કશો ભેદ માનતા નથી. તેમના મતે –

**કનક કુટક, સુત પટ જૂદા, રજૂ ભુઅંગ ભ્રમ જૈસા ।**
**જલ તરંગ, પાહન પ્રતિમા જયોં, બ્રહ્મ જીવ દુતિ ઐસા ॥**

અને આ દ્વૈત ભાવનું કારણ 'માયા' છે. જેને તેઓએ "કેસવે વિકટ માયા તોર" કહીને ભારે વિકટ ગણાવી છે. એની પ્રબળતા વિષે રવિદાસ કહે છે,

**બરજિ હો બરજિ બીઠલે માયા જગ ખાયા ।**
**મહા પ્રબલ સબ હી સન, યે સુર નર મુનિ ભરમાયા ॥**
**જોગી જતી તપી સંન્યાસી, પંડિત રહન ન પાવૈ ॥**

આ વિકટ અને અતિ પ્રબળ માયાથી છૂટકારો મેળવવા માટેનો એમણે જે સરળ ઉપાય બતાવ્યો છે તે 'રામનામ'નો જપ –

**કહૈ 'રવિદાસ' રામ જપિ રસના માયા કૈસે સંગ રહે રે**

રવિદાસજીએ 'જો દીસે સો હોઈ વિનાસા' (જે દેખાય તે નાશવંત) ગણાવીને દુનિયાને 'ફનખાના' (કપટજાળ) કહી છે. એમણે સંસારને બાજી (પ્રભુની લીલા) માની છે :

**કહે રવિદાસ 'બાજી' જગુ ભાઈ ।**

અને એને દુ:ખોનું ઘર ગણાવ્યું છે –

**જિત દેખું તિત દુખકી રાસી ।**

છતાં તેઓ સંસારને નિસંદેહ કર્મક્ષેત્ર રૂપે સ્વીકારે છે. સાથે સાથે 'માનુસા અવતાર દુલભ' તથા 'દુલભ જનમુ પુંન ફલ પાઈયો બિરથા જાત અવિવેક' કહીને મનુષ્યને ઉદ્‌બોધનથી પ્રેરિત કરી તેને આશ્વાસન આપતાં કહે છે.

**અબકી બેર સુકિરત (સુકૃત) કરીજા,**
**બહુરિ ન યહ ગઢ પાય વે ।**

ગુરુ રવિદાસજી જન્મજાત ભક્ત હોવાની સાથે એક મહાન ક્રાંતિકારી સમાજસુધારક હતા. અતિશય નરમદિલના હોવાથી મનુષ્ય માત્રનાં દુખદર્દ જોતાં જ સહજ ભાવે દ્રવિત થઈ જતા. 'રામનામ'ને બધાં દુઃખોના નિવારણરૂપ માની પોતાની કથની કરણી દ્વારા તેને વ્યક્ત કરતા અને બીજાઓને પ્રેરણા આપતા. આથી તેમની વાણીમાં તેમના ધાર્મિક અને સામાજિક વિચારોનું દર્શન આપોઆપ થઈ જાય છે.

ધર્મના ક્ષેત્રમાં ભક્તિભાવ વિનાના બાહ્યાચારને ગુરુ રવિદાસજીએ વ્યર્થ ગણાવ્યો છે. એમનું સ્પષ્ટપણે કહેવું છે કે 'રામનામ બિન જે કછુ કરિએ, સો સબ ભરમ કહાઈ'. 'રામનામ' ન જપનાર વિષયભોગી સાધુવેશધારીઓને તેઓ તરકટી કહે છે. આવા ઢોંગીઓને ફટકારતાં તેઓ કહે છે :

**ભેખ લિયો પૈ ભેદ ન જાન્યો, ઈમૃત લેઈ વિષૈ સો સાન્યો ।**
**કામ ક્રોધ મેં જનમ ગંવાયો, સાધ સંગતિ મિલિ રામ ન ગાયો ॥**

રામ અને ધર્મ (સત્ય)ના અતૂટ સંબંધને સ્વીકારી તેઓ કહે છે :

**કાયમ દાયમ રામ ઈક, દોયમ સત્ત ઈમાન ।**
**રવિદાસ રામ અરુ સત્ત બિન, બિરથા સબ કછુ જાન ॥**

આ કથનથી રવિદાસજીએ પોતાનો સ્પષ્ટ વિચાર વ્યક્ત કર્યો છે કે જો મનુષ્યની અંદર પ્રભુ પ્રેમ અને ધર્મનિષ્ઠા નથી તો તેની તમામ સાંસારિક ઉપલબ્ધિઓ વ્યર્થ છે.

ગુરુ રવિદાસએ કહ્યું છે કે –

**ધરમ કરમ દુઈ એક હૈ.**

એમણે ધર્મને મોટે ભાગે કર્મ, સત્કર્મ, સ્વકર્મ અને સદાચારના અર્થમાં ઘટાવ્યો છે. 'રામ' અને 'સત્કર્મ' પર ભરોસો રાખવાથી જીવન સફળ થાય છે. કર્મ સાથે તેઓ એક અનિવાર્ય શરતે જોડે છે અને તે છે 'નિષ્કામ કર્મભાવના' ઉપનિષદ્ અને ગીતાના કથન પ્રમાણે મનુષ્યે પોતાનું સો વર્ષનું આયુષ્ય નિષ્કામભાવે ધર્માચરણમાં જ પસાર કરવું જોઈએ. એવો ઉપદેશ તેઓ આપે છે. આ ઉપદેશ કેમ આપે છે તેનું કારણ તેમનો દૃઢ વિશ્વાસ છે કે –

**'રવિદાસ' નિહકરમી કરમ હી, મેલ કરાએ રામ.**

રવિદાસજીના મતે સ્વકર્મ એ જ ધર્મ છે, એ જ ભક્તિ છે. આ કારણે જ તેઓ પોતાના સ્વકર્મથી (પગરખાં બનાવવાનું) અને સકર્મ-ધર્મથી ભવસાગર પાર કરવાની પોતાની ભાવના પ્રગટ કરે છે :

**'રવિદાસ' હોં નિજ હત્થહિં, રાખો રાંબીઆર ।**
**સુકિરિત હી મમ ધરમ હૈ, તારૈગા ભવ પાર ॥**

પરમ ભાગવત રવિદાસજી અતિશય માનવતાવાદી હતા. તેઓ મનુષ્યને મનુષ્યની રીતે મહત્ત્વ આપતા. ધન, મોભો, મર્યાદા, નાત-જાત (કુળ) વગેરેને

કારણે નહીં. કોમવાદના તેઓ ભારે વિરોધી હતા. પોતાના સમયના નાતજાતવાદના રોગની ઉગ્રતાથી ક્ષુબ્ધ થઈ એમણે કહેલું,

**જાત પાંત કે ફેરે મહિં, ઉરઝિ રહયો સબ લોગ ।**
**માનુષતા કૂં ખાત હઈ, 'રવિદાસ' જાત કર રોગ ॥**

અને પરિસ્થિતિનું સાચું ચિત્ર રજૂ કરતાં પોતાનો સ્પષ્ટ વિચાર પ્રગટ કર્યો છે,

**જાત જાત મેં જાત હૈ જ્યોં કેલન મેં પાત ।**
**'રવિદાસ' ન માનુષ જુડ સકૈં, જો લૌં જાત ન જાત ॥**

એટલે એમણે –

**'રવિદાસ' પૂત સબ પ્રભુકે, કોઈ નહીં જાત કુજાત,**

કહીને વૈદિક વિચારધારા પ્રમાણે 'કરની જાત પરધાન' પર ભાર મૂકીને જણાવેલ કે -

**'રવિદાસ' જનમ કૈ કારનૈ, હોત ન કોઈ નીચ ।**
**નર કૂં નીચ કરિ ડારિ હૈ, ઓછે કરમ કો કીચ ॥**

પોતાની ઉપર પ્રમાણેની ધારણાને લીધે મનુષ્ય સદાચારી જીવન વિતાવે એ બાબત પર વિશેષ ભાર મૂક્યો છે. એમના મતે -

**સત્ત સંતોષ અરુ સદાચાર, જીવન કે આધાર**
**'રવિદાસ' ભયે નર દેવતે જિન ત્યાગે પંચ વિકાર.**

દેવત્વ પામવું એ મનુષ્ય જીવનનું મુખ્ય અને અંતિમ ધ્યેય છે અને રવિદાસજી ના મતે ઈન્દ્રિયસંયમ અર્થાત્ વિષયભોગ-નિસ્પૃહતા (વિષયભોગ અનાસક્તિ) તેની પહેલી અને છેલ્લી શરત છે. કારણ કે જિતેન્દ્રીય મનુષ્ય જ પરમપદ (દેવત્વ)નો અધિકારી છે.

**જો બસ રાખે ઈન્દ્રિયાં, સુખદુખ સમઝિ સમાન ।**
**સૌંઉ અમરિત પદ પાઈગો કહિ 'રવિદાસ' બખાન ॥**

જો મનુષ્યને જીવનમાં સુખની કામના હોય તો એણે પોતાના મનને નિષ્કપટ બનાવવું જોઈએ. એણે ન તો કુમાર્ગનું અનુસરણ કરવું જોઈએ, અથવા ન તો દુષ્ટ અને કુમાર્ગી લોકોનો સંગ કરવો જોઈએ. એનાથી ઊલટું એણે –

**જો જન સંત સુમારગી, તિન પાંય લાગો 'રવિદાસ'**

ગુરુ રવિદાસજી સ્વાધીનતાના પક્ષપાતી હતા. એથી એમણે પરાધીનતાને પાપ અને અભિશાપ ગણ્યાં છે. એમનું કહેવું છે, 'પરાધીન મનુષ્ય એક ગુલામનું જીવન ગાળે છે, એને કોઈ ચાહતું નથી, પરંતુ સૌ તેનો તિરસ્કાર કરે છે. તેને હીનદૃષ્ટિથી જોવામાં આવે છે. એટલા માટે આવા દીન-હીન અને પતિત જીવનથી બચવા-ઉગરવા મનુષ્યે સ્વાધીન અને સ્વતંત્ર રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ ગુલામી પરદેશી રાજ્યની પણ હોય અને ઈન્દ્રિયોના વિષયભોગોની પણ હોય.'

રવિદાસજી નિઃસંદેહ બંને પ્રકારની ગુલામીમાંથી મુક્ત થવાનો સંદેશ આપે છે. એમની 'સ્વરાજ્ય'ની કલ્પના પણ મહાન છે. તેઓ 'રામરાજ્ય'ની કલ્પના કરે છે જ્યારે તેઓ કહે છે કે –

**ઐસા ચાહોં, રાજ મેં જહાં મિલૈ સબન કૌ અન્ન ।**
**છોટ બડોં સબ સમ બસૈં, 'રવિદાસ' રહૈં પ્રસન્ન ॥**

આ સુંદર સ્વરાજ્યની કલ્પના કરતાં તેમણે પોતાના નિવાસસ્થાનનું 'બેગમપુરા' નામ રાખી કહ્યું -

**બેગમપુરા સહરકા નાઉં ।**
**દુખ અંદોહ નહીં તિંહિં ઠાઉં ॥**

ટૂંકમાં ગુરુ રવિદાસજી પ્રભુપરાયણ, પરમ ધાર્મિક, નાત-જાતના કટ્ટર વિરોધી, માનવ-સમાનતાના પ્રબળ સમર્થક, વિષયભોગને તિરસ્કારનાર, સર્વ હિતકારી, સ્વાધીનતાના પૂજારી, સ્વતંત્ર ચિંતક અને ઉદાર-ઉદાત્ત વિચારોના સ્વામી તથા પ્રચારક મહાપુરુષ હતા. તેમના મતે મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય પ્રભુપ્રાપ્તિ છે. માનવસેવા તપ છે. આ જ તો પ્રભુભક્તિ છે. સ્વકર્મ (પોતાનું કર્તવ્ય) પ્રભુપ્રાપ્તિનું સહજ સરળ સાધન છે.

# 4. ગુરુ રવિદાસજીની ભક્તિભાવના તથા ભક્તિ-સાધના

ગુરુ રવિદાસજી સ્વભાવે અને જન્મે ભક્ત છે. દુર્લભ માનવ જીવનની સફળતા તેમના મતે ભક્તિપરાયણતાથી શક્ય છે. તેથી જન્મ-મરણના બંધનમાંથી મુક્તિ મળે છે. એથી તો એમણે –

**તુમરે ભજન કરહિં જમ ફાંસા, ભગતિ હેત ગાવૈ 'રવિદાસા' ।**

**તથા**

**ચારિ વેદ જાકે સુમૃતિ સ્વાંસા, ભગતિ હેત ગાવૈ 'રવિદાસા' ।**

આદિવચનો દ્વારા ભક્તિ માટે જ પ્રભુના ગુણગાન કરવાની વાત કરી છે. એમના મતે દુર્લભ માનવ જન્મ જેમ પુણ્ય કર્મોના ફળરૂપે પ્રાપ્ત થાય છે.

**દુલભ જનમ પુંન પલ પાઈઓ**

તેમ ભક્તિ પણ કોઈ ભાગ્યશાળીને જ સાંપડે છે.

**'કહૈ રવિદાસ તેરી ભગતિ દૂરિ હૈ, ભાગ બડે સો પાવૈ' ।**

પણ ભક્તિ કરવી એ મજાક-મશ્કરી નથી. લોકો અન્નજળ દાનને, જ્ઞાનની મોટી મોટી વાતો કરવાને, અને ઘરબાર છોડી ક્યાંક વનમાં પર્વતની ગુફામાં જઈ-બેસવાને ભક્તિ ગણે છે, પણ આ ભક્તિ નથી. આ તો ભક્તિનો આભાસ માત્ર છે. પ્રભુમાં સાચી લગન એજ ખરી ભક્તિ છે –

**રામનામ બિનુ જે કુછ કરિઐ, સો સબ ભરમ કહાઈ,**
**ભગતિ ન રસ દાન, ભગતિ ન કથૈ ગ્યાન, ભગતિ ન બનમે ગુફા ખુદાઈ ।**
**ભગતિ ન ઐસી હાંસી.**

કોઈ કોઈ ભક્તિ માટે સાધુવેશ ધારણ કરે છે, પરંતુ એમના મનમાં પ્રભુ પ્રત્યે લેશમાત્ર પણ ભાવ હોતો નથી. આવા લોકો માટે રવિદાસજી કહે છે :

**માથે તિલક હાથ જપમાલા, જગ ઠગને કૂ સ્વાંગ બનાયા ।**
**મારગ છાંડિ કુમારગ ડહકૈં, સાંચી પ્રીત બિનુ રામ ન પાયા ॥**

એમણે આવા પાખંડી લોકોને વ્યભિચારિણી સ્ત્રીની ઉપમા આપી છે. જે મોઢેથી તો પતિવ્રતા હોવાનો દાવો કરે છે, પરંતુ મનથી બીજા કોઈની હોય છે –

**કહા ભયઉ બહુ પાખંડ કીયૈ, હરિ હિરદે સુપિનૈ ન આંન ।**
**જયો દારા બિભચારિણી, મુખિ પતિબ્રતા જીઅ આંન ॥**

ભક્તિ માટે ગુરુ રવિદાસજીએ એક ભારે શરત મૂકી છે અને તે છે 'અહં'નો ત્યાગ. અહંભાવનો ત્યાગ કરીને જ મનુષ્ય ભક્તિને પામી શકે છે.

**આપો ગયો તબ ભગતિ પાઈ, ઐસી ભગતિ હૈ માઈ ।**

એમનું તો કહેવું છે કે ભક્તિ પ્રાપ્ત (ભક્તિમય બનતાં) થતાં અભિમાન (અહંકાર) આપોઆપ નાશ પામે છે. અહંભાવરહિત સાચી ભક્તિને રવિદાસજીએ એક ઉદાહરણથી સુંદર રીતે સમજાવી છે :

**તજિ અભિમાન મેટિ આપાપર,પિપલક હવૈ ચુણિ ખાવૈ ।**

જેમ કે ધૂળમાં ભળેલ ખાંડના દાણાને નાનકડી કીડી શોધીને ખાઈ જાય છે, જ્યારે મહાકાય હાથી માટે તે અશક્ય છે. તેવી રીતે આપા યાને અહંકારરહિત અકિંચન વ્યક્તિ તો જગતના અણુ અણુમાં વ્યાપ્ત પરમાનંદને પામી શકે છે. પણ અભિમાની પુરુષ માટે તે અશક્ય છે. આ જ કારણે તેમણે ભક્તિ માર્ગને ઉપનિષદવચન પ્રમાણે ખાંડાની (તલવાર) ધાર જેવો તીક્ષ્ણ અને સાંકડો દર્શાવ્યો છે –

**આગે પંથ ખરા હૈ ઝીના, ખાંડે ધાર જિસા હૈ પૈના ।**

પ્રભુ પ્રેમનો પ્યાલો માગનાર અવધૂતને તેના બદલામાં પોતાનું મસ્તક પણ ધરી દેવું પડે છે –

**દેહુ કલાલી એક પિઆલા, ઐસા અબધૂ હો મતવાલા ।**
**કહૈ કલાલી પિઆલા દેઊં, પીવણ હારે કા સિર લેઊં ॥**

સંત કબીરે પણ આવો જ વિચાર પ્રગટ કર્યો છે.

**'રામ' રસાયણ પ્રેમ રસ, પીવન અધિક રસાલ ।**
**'કબીર' પીવણ દુલભ હૈ, માંગે સીસ કલાલ ॥**

ભક્તિ અથવા પ્રભુ પ્રેમને મુશ્કેલ અને દુર્લભ ગણવામાં આવે છે. કારણ કે મનુષ્યનું માયાથી દૂર રહેવું અત્યંત દુષ્કર છે. સાંસારિક સુખો અને પ્રલોભનોના આકર્ષણમાંથી પોતાને બચાવવું તેને માટે ભારે કપરું કામ છે, કારણ કે 'માયા સબ જગ ખાયા'ની સ્થિતિ છે. અવિદ્યાથી 'વિવેકદીપ મલીન' થાય છે, પરિણામે મનુષ્ય કામક્રોધાદિ પાંચ વિકારોમાં ફસાઈને દુઃખ પામે છે.

**કામ–ભ્રમ ક્રોધ–ભ્રમ લોભ–ભ્રમ મોહ–ભ્રમ ।**
**પંચ સંગ્યા મિલિ પીડયાં પ્રાણિયાં ।**

પરંતુ જેમણે આ વિકારોને જિત્યા છે તેમને માટે ભક્તિ ઘણી જ સરળ અને સહજ થઈ જાય છે. રવિદાસજીનું કહેવું છે કે પ્રભુભક્તને આ વિકારો સંતાપતા નથી.

**મોહ પટલ સભુજગતુ બિઆપિઓ, ભગત નહીં સંતાપા**

કારણ કે –

**સંપતિવિપતિ પટલ માયા ધન, તામહિં મગન ન હોત તેરૌ જન ।**

આ રીતે એમના મતે વિકારોને જીતનાર વ્યક્તિ સ્વતઃ પ્રભુભક્તિમાં આગળ વધે છે અને તેવા પ્રભુભક્તને આ વિકારો કોઈ પ્રકારે પીડતા નથી, દુઃખી કરતા નથી. આવી સ્થિતિમાં જ ભક્તિ સરળ અને સહજ બની જાય છે. આથી જ રવિદાસજી ભક્તિ માટે ઘરબાર છોડીને સંન્યાસી થવાની જરૂર જોતા નથી. તેમનો દૃઢ વિશ્વાસ છે કે –

**1. નેક કમાઈ જઉ કરહિ, ગ્રહ તજિ વન નહિં જાય ।**
**'રવિદાસ' હમારો રામ રાય, ગ્રહમહિં મિલિહિં આય ॥**
**2. જિહ્વા સો ઓમકાર જપ, હત્થન સો કર કાર ।**
**રામ મિલહિં ઘર આઈ કર, કહિ 'રવિદાસ' વિચાર ॥**

ટૂંકમાં રવિદાસજીના મતે હરિનામ સ્મરણ સાથે મનુષ્યે નિષ્કામભાવે કરેલ સ્વકર્મ અને સત્કર્મ 'એ જ ભક્તિ' છે.

ગુરુ રવિદાસજીએ ભક્તિના સાધન તરીકે શ્રધ્ધા, સત્સંગ અને નામજપને મહત્ત્વના ગણ્યાં છે. એમનું સ્પષ્ટપણે કહેવું છે કે સત્સંગ વિના શ્રધ્ધાભાવ ઉત્પન્ન થતો નથી અને શ્રધ્ધાના અભાવે પ્રભુભક્તિ સર્વથા અસંભવ છે.

**સાધ સંગતિ બિના ભાઉ નહીં ઉપજૈ ।**
**ભાઉ બિનુ ભગતિ નહીં હોઈ તેરી ॥**

પ્રભુની અનન્ય ભક્તિનો આધાર 'નામ' જપ છે.

સંત નામદેવે કહ્યું છે –

**તત ગહન કો નામ હૈ, ભજ લીજૈ સાંઈ ।**

રવિદાસજીએ પણ નામ-મહિમાનો સ્વીકાર કર્યો છે અને કળિયુગમાં તેને જ મુક્તિ તથા સુખી જીવનનો એક માત્ર આધાર ગણ્યો છે.

**સતિ જુગી, સતિ તેતા જગી, દુઆપરિ પૂજાચાર ।**
**તીનો જુગ તીનૌ દિડે, કલિ કેવલ નામ અધાર ॥**

ગોસ્વામી તુલસીદાસજીએ પણ તેને જ અનુરૂપ વિચાર જાહેર કર્યો છે –

**કલિજુગ કેવલ નામ અધારા ।**
**સુમરિ સુમરિ નર ઉતરઈ પારા ॥**

આ નામને રવિદાસજીએ 'રામ'ની સંજ્ઞા આપી છે અને કહ્યું છે ।

**નાના ખિઆન પુરાન વેદ બિધિ, ચઉતીસ અક્ષર માંહી ।**
**વિઆસ બિચારી કહિયો, પરમારથુ રામ નામ સરિ નાહિં ॥**

પરંતુ 'રવિદાસ'ના 'રામ' દશરથ પુત્ર નથી. તેઓ તો –

**સબ ઘટ મંહિ રમિ રહયો, 'રવિદાસ' હમરો રામ**
**સોઈ બુઝઈ રામ કૂં, જો હોઈ રામ ગુલામ.**

રવિદાસજી આ 'રામનામધન'ના વેપારી હતા. તેઓ કહે છે કે –

**હૌ બનજારો રામ કૌ ।**
**મૈ રામનામ ધનુ લાદિઆ વિષુ લાદી સંસારિ ॥**

રામનામધનનો વેપાર તેઓ એટલા માટે કરે છે કે –

**જન 'રવિદાસ' રામ રંગિરાતા ।**
**ઈઉ ગુરુ પરસાદિ નરક નહિં જાતા ॥**

અને

**જો તુમ રામ-નામ રંગરાતે, ઔર રંગ ન સુહૈહૌ ।**

આ રીતે જેઓ નિરંતર નામ-સ્મરણ કરતાં રામરંગમાં રંગાઈ જાય છે તેઓ જન્મ-મરણના બંધનમાંથી મુક્ત થઈ જશે –

**કહિ 'રવિદાસ' જો જપુ નામુ ।**
**તિસુ જાતિ ન જનમુ ન જોનિ કામુ ॥**

પ્રભુ નામ-સ્મરણનું આવું મહાફળ વારંવાર બતાવતાં રવિદાસજી મનુષ્ય માત્રને ઉપદેશે છે કે –

**'રવિદાસ' રાત ન સોઈયે, દિવસ ન કરિયે સ્વાદ ।**
**અહ નિસિ હરિજી સુમરિયે, છાંડિ સકલ પ્રતિવાદ ॥**

ગુરુ રવિદાસજી કોઈ પણ મતમતાંતરથી દૂર રહી પોતે આવા જ નામપ્રેમરસમાં અહર્નિશ નિમગ્ન રહેનાર સંત હતા. તેમણે એને 'મહારસ' કહીને જણાવ્યું છે કે એવા મદિરાપાનથી શો લાભ જેનો નશો ક્ષણવારમાં જ ઉતરી જાય ? મનુષ્યે આ 'નામ મહારસ'નું પાન કરવું જોઈએ જેની મસ્તી એકવાર ચઢયા પછી કદી ઉતરતી જ નથી –

**'રવિદાસ' મદુરા કા પીજીયે, જો ચઢૈ ચઢૈ ઉતરાય ।**
**નાંવ મહારસ પીજીયે, જો ચઢૈ નાંહિ ઉતરાય ॥**

સંત કબીરે પણ આમ જ કહ્યું છે –

**હરિ રસ પીયા જાણિયે, જે કબહું ન જાઈ ખુમાર ।**
**મૈંમતા ઘૂમત રહૈ, નાંહી તન કી સાર ॥**

રવિદાસની ભક્તિ પ્રેમ-ભક્તિ છે.

**પ્રેમ ભક્તિ નહીં ઉપજે, તાતૈ 'રવિદાસ' ઉદાસ ।**

આ વચનથી તેઓ પ્રેમ ભક્તિ માટેની પોતાની આકુળતા પ્રગટ કરે છે. હકીકતમાં તેમણે પોતાનાં પદો એક માત્ર પ્રેમભક્તિ નિમિત્તે ગાયાં છે. એમનું સ્પષ્ટ કહેવું છે –

**પ્રેમ ભગતિ કે કારણે, કહુ 'રવિદાસ' ચમાર ।**

આ કારણે જ તેઓ ઈચ્છે છે કે -

**મેરી પ્રીતિ ગોવિંદ સિઉ જિનિ ઘટૈ ।**
**મૈ તઉ મૌલિ મહંગી લઈ જીસ સટૈ ॥**

નારદભક્તિ સૂત્રમાં પરમાત્મા પ્રત્યે અતિશય અનુરાગને 'ભક્તિ' કહેવામાં આવી છે. ગુરુ રવિદાસજી પ્રભુ–પ્રેમમાં પૂર્ણપણે અનુરક્ત હતા. પોતાના આ અનુરાગને ચાતકની સ્વાતિ-બુંદ-ચાહના સાથે સરખાવી તેની વાત કરતાં જણાવે છે કે -

**જયૂં તુમ્હ કારનિ કેસવે, અંતરિ ત્યૌં લાગી ।**
**એક અનૂપમ અનભવૈ, કિમિ હોઈ વિભાગી ॥**
**એક અભિમાની ચાત્રિંગા, બિચરતુ જગ માંહી ।**
**જદપિ જલ પૂરણ મહીં, કહું વા રુચિ નાહીં ॥**

એક બીજી પદમાં તેઓ પોતાની પ્રભુ-આસક્તિને વિરહિણી કાન્તાના ઉદાહરણથી નિરુપે છે.

**ભોર ભયો મોહિ ઈક ટક જોવત, તલફત રજની જાઈ,**
**પીવ બિન સેજહિં કયૂં સુખ સોઉં, વિરહ વ્યથા તન ખાઈ,**
**મેટિ દુહાગન સુહાગિન કીજૈ, અપને અંગ લગાઈ.**

તો બીજા એક સાખીમાં બ્રહ્મરસના છાંટા (બૂંદ) માટે પોતાનો તલસાટ પ્રગટ કરે છે -

**અમરિત રસ કઈ ઈક બૂંદ કૂં, તલફત હૌં દિન રૈન ।**
**'રવિદાસ' અમીરસ બિન પિયૈ, જિયરા ન પાવૈ ચૈન ॥**

ભક્તિની બે અવસ્થાઓ માનવામાં આવે છે. ગૌણી–ભક્તિ અને પરા–ભક્તિ. ગૌણી–ભક્તિ સાધનાવસ્થાની ભક્તિ છે અને પરાભક્તિ સિધ્ધાવસ્થાની સૂચક છે. સિધ્ધાવસ્થા ઉચ્ચ કોટિની ભક્તિ છે. રવિદાસજી ગૌણી ભક્તિની સાધનાવસ્થા પાર કરી પરાભક્તિની સિધ્ધાવસ્થામાં પહોંચેલા સંત હતા. એમની વરણીમાં આ સિધ્ધાવસ્થાના ભાવ અનેક રૂપે વ્યક્ત થયા છે.

નારદ ભક્તિસૂત્ર (સૂત્ર 55) અનુસાર -

**તત્પ્રાપ્ય તદેવાવ લોકયતિ, તદૈવ શ્રૃણોતિ,**
**તદેવ ભાષ્યતિ, તદેવ ચિંતયતિ ।**

પરાભક્તિની ભૂમિકામાં પહોંચેલો ભક્ત પ્રભુ પ્રેમમાં નિમગ્ન રહી તેને જ દેખે છે, તેને જ સાંભળે છે. તેને જ સંભળાવે છે અને તેને જ સ્મરે છે. રવિદાસજીનાં વચનો સ્પષ્ટપણે તેમની સિધ્ધાવસ્થાને પ્રગટ કરે છે -

**ચિતુ સિમરન કરઉ નૈન અવલોકનો,**
**શ્રવણ વાણી સુજસુ પૂરિ રાખઉ ।**
**મન સુ મધકરુ કરઉ ચરન હિરદૈ ધરઉ,**
**રસન અમૃત રામ નામ ભાખઉ ॥**

પોતાનાં અનેક પદોમાં તેઓ પ્રભુનું ગુણગાન કરતાં પોતે 'પરમપદ' પ્રાપ્ત કર્યાની સાફ સાફ વાત કરતાં કહે છે –

**સાંઈ સહજિ મિલ્યો સોઈ સનમુખ, કહૈ 'રવિદાસ' બડાઈ ।**
**જિહિ પદ સુરનર પ્રેમ પિઆસા, સો પદ રમિ રહ્યો જન રવિદાસા ॥**

આજ પ્રકારે પોતાની બે સાખીઓમાં રવિદાસજી પ્રેમ પાલખીમાં બેસી પ્રભુમિલનમાં અનિર્વચનીય આનંદને માણવાની તથા બ્રહ્મરસ પીતાં પીતાં પોતે ખલાસ થવા (જીવન-મુક્તિ)ની વાત કરે છે –

1. **પ્રેમ પંથકી પાલકી 'રવિદાસ' બૈઠિયો આય ।**
   **સાંચે સામી મિલન કૂં, આનંદ કહયો ન જાયે ॥**
2. **ઈક બૂંદ સૌ બુઝી ગઈ, જનમ જનમકી પ્યાસ ।**
   **જનમ મરણ બંધન ટુટઈ, ભયે 'રવિદાસ' ખલાસ ॥**

પ્રેમભક્તિની સાર્થકતા ત્યારે સમજાય છે જ્યારે ભક્ત ભગવાન સાથેના પ્રેમનો બંધાણી થઈ જાય છે. 'જન રવિદાસ રામ રંગિ રાતા' અનુસાર રવિદાસજી રામરંગમાં પૂર્ણપણે રંગાઈ ગયા હતા. જેથી તેઓ કહે છે "અબ કૈસે છૂટે નામ રટ લાગી". આ નામરસ મસ્તીમાં ડૂબેલા તેઓ સર્વત્ર પ્રભુનાં સાક્ષાત્ દર્શન કરે છે -

**'રવિદાસ' પિઅ બિનુ જગત મંહ, સૂની સેજ ન કોઈ ।**
**જિત દેખૂં તિત પિઅ કર, પ્રગટ મોજરા હોઈ ॥**

કારણ કે 'પૂરણ બ્રહ્મ બસૈ સબ ઠાંઈ' માટે જ

**કહૈ 'રવિદાસ' મૈં તાહીં કૂ પૂજૂં,**
**જાકે ઠાંવ નાંવ નહિં કોઈ ।**

આવી અવસ્થામાં પહોંચેલ ભક્તને કોઈ વિશેષ પ્રકારનાં વિધિ-વિધાન કે પૂજા-સામગ્રી જરૂરી નથી. એટલા માટે રવિદાસજી પોતાનાં તન-મન સમર્પીને પ્રભુ પૂજાની વાત કરે છે –

**માઈ ! ગોવિંદ પૂજા કહા લૈ ચરાવઉ ।**
**ફલ અરુ ફૂલુ અનૂપ ન પાવઉ ॥**
**તનુ મનુ અર પઉ પૂજ ચરાવઉ ।**
**ગુરુ પરસાદિ નિરંજન પાવઉ ॥**

આજ સાચી ભક્તિ છે. આને જ અજપા-જાપની સંજ્ઞા આપવામાં આવી છે. ગુરુ રવિદાસજી આવી જ અજપા-જાપ સહજ ભક્તિના સિધ્ધ ભક્ત હતા.

એટલું જ નહીં, ગુરુ રવિદાસજી પોતાના ઉત્કટ અને એકનિષ્ઠ પ્રેમ દ્વારા પ્રભુના અંતરંગ બનીને તેની સાથે મિત્રવત ઠઠ્ઠા-મશ્કરી પણ કરે છે. પ્રભુનું એક પ્રસિધ્ધ નામ 'પતિત-પાવન' પણ છે. આ નામ લઈને તેઓ કહે છે - 'પ્રભુ, પતિત–પાવન તમારું બિરુદ છે. તે સત્ય છે. પરંતુ એમાં તમારી વિશેષતા કઈ ? આ નામ પાડવાના નિમિત્તરૂપ તો અમે છીએ. અનંતશક્તિમાન પ્રભુ, જો અમે પાપ ન કરત તો તમે શું દૂર કરત ? અમે પહાડ જેવડાં મોટાં મોટાં પાપ કર્યાં અને

તમને તે દૂર કરવાની તક મળી. પરિણામે તમને 'પતિત-પાવન'નું બિરુદ મળ્યું. હવે કહો, એમાં કારણ અમે કે તમે ? એમાં વિશેષતા અમારી કે તમારી ?

**1. જઉ પૈ હમ ન પાપ કરંતા અહે અનંતા,**
**પતિત પાવન નામુ કૈસે હુંતા ।**
**2. જો હમ પાપ કરત નહીં ભૂધર, તો તૂ કહા નસાવૈ ।**

રવિદાસની પ્રેમપાશ (દોરડી) બહુ મજબૂત છે. પ્રભુએ એમને જન્મ આપીને સાંસારિક મોહપાશમાં ફસાવ્યા છે. તો એમણે પણ ભગવાનને પોતાના પ્રેમપાશમાં બાંધી લીધા છે. રવિદાસજી કહે છે, "મહારાજ, અમે તો તમારી આરાધના કરીને આ (દુન્યવી) મોહપાશમાંથી છૂટી જઈશું પણ તમે અમારા પ્રેમપાશમાંથી કઈ રીતે છૂટશો ? તેનો કોઈ ઉપાય કરો.

**જઉ હમ બાંધે મોહ ફાંસ, હમ પ્રેમબંધનિ તુમ બાંધે ।**
**અપને છૂટન કૌ જતન કરહુ, હમ છૂટે તુમ આરાધે ॥**

પ્રભુ માટે તેમના (રવિદાસના) પ્રેમપાશમાંથી છૂટવું મુશ્કેલ થઈ ગયું છે. પોતાના પ્રભુની આ વિવશતાની મજાક ઉડાવતાં રવિદાસજી કહે છે –

**પ્રેમ કી જેવરી (દોરડી) બાંધિઓ તેરો જન ।**
**કહિ રવિદાસ છૂટિઓ કવન ગુન ॥**

છેવટે તેઓ સ્પષ્ટપણે કહે છે, 'પ્રભુ, તમે મારા મનમાં વસી ગયા છો, હવે નાસીને ક્યાં આઘા-પાછા થવાના છો ?' સ્વામી, અમે તો હવે તમારામાં એકાકાર થઈને રહીશું –

**કહે 'રવિદાસ' ઉદાસ ભયો મન, ભાજિ કહાઁ અબ જઈએ ।**
**ઈત ઉત તુમ ગોવિંદ ગુસાંઈ, તુમ્હહી માંહિ સમઈ ઐ ॥**

ભક્તવર સૂરદાસે પણ વિશેષ પરિસ્થિતિમાં એક વખત પોતાના 'કન્હૈયાને' આવું જ કહેલું –

**હાથ છુડાએ જાત હો, નિબલ જાનિ કે મોહિ ।**
**હૃદય તૈં જૌ નિકરિ હૌં, સબલ જાનિ હૌં તોહિં ॥**

# 5. ગુરુ રવિદાસજીની સમાજને ભેટ

દેશની મધ્યકાલીન વિકટ અને અંધકારમય પરિસ્થિતિમાં તત્કાલીન મહાપુરષ સ્વામી રામાનંદના અનુયાયી જે સંત-ભક્તોએ ભારતીય સમાજને, ખાસ કરીને નિરાશ દલિત પીડિત વર્ગને આશા-આશ્વાસનભર્યા વ્યાવહારિક સંદેશ દ્વારા નવજીવન બક્ષ્યું તેમાં રવિદાસજી અગ્રણી હતા. એમના નિર્વાણને લગભગ 600 વર્ષ થયાં, છતાં તેમનાં પવિત્ર જીવન અને મહાન સંદેશ આજે પણ સમાજને એજ પ્રકારે નવીન શક્તિ અને પ્રેરણા આપવા સમર્થ છે. એમની વાણી ખાસ કરીને આજના દિશાહીન માનવને યોગ્ય માર્ગે વાળવા માટે પૂર્ણપણે સક્ષમ છે.

ગુરુ રવિદાસજીની સમાજને સર્વપ્રથમ ભેટ છે – 'માનવ સમાનતા'નો તેમનો વિચાર. એમણે મનુષ્ય મનુષ્ય વચ્ચે ઊંચ-નીચ, ન્યાત-જાતના ભેદભાવ અને ઈર્ષ્યાવૃત્તિ જોઈને માનવ એકતાનો પોતાનો સંદેશ આપ્યો. તેમના આ સંદેશાનો દૃઢ આધાર છે, પરબ્રહ્મ દ્વારા એક જ પ્રકારે અને એક જ તત્ત્વો દ્વારા મનુષ્ય માત્રનું પેદા થવું. મનુષ્ય જ નહિ, પ્રાણીમાત્ર વિષે એમનું કહેવું છે કે જે રીતે કુંભાર એક જ માટીમાંથી અનેક પ્રકારનાં વાસણો ઘડે છે, તે રીતે સંસારના બધાં પ્રાણીઓ એક જ માટીમાંથી ઘડાયાં છે અને તેનો ઘડનાર ઈશ્વર જ છે. આ જ પરમાત્મા બધામાં વ્યાપ્ત છે. એટલે માનવ માત્ર વિષે રવિદાસજી નો મત છે કે –

**ઈક જોતિ તૈં જઉ સબ ઉપજૈ, તઉ ઊંચ નીચ કસ માન ।**

અને

**'રવિદાસ' એકૈ બ્રહ્મ કા, હોઈ રહૈ સગલ સારપ ।**
**એકૈ માટી સબ ઘટ સ્ત્રજે, એકૈ સબકૂ સરજનહાર ॥**

રવિદાસજીની બીજી નોંધપાત્ર ભેટ છે - સદાચારી જીવન અને નૈતિકતાનો સંદેશ. સદાચારી જીવન માટે એમણે ઈન્દ્રિયનિગ્રહનો આગ્રહ રાખી ભોગવાદનું નિરાકરણ કર્યું છે. ઈન્દ્રિય સુખોપભોગની કામના અને તેની તૃપ્તિ માટે સાધન સંગ્રહ ભોગવાદનો મૂળ મંત્ર છે. પરંતુ અંતે આ બધું સંઘર્ષ, અશાંતિ અને દુઃખને જન્મ આપે છે. તેથી ગુરુ રવિદાસજી ઉપદેશે છે કે મનુષ્યે પોતાની ભોગેચ્છાઓથી દૂર રહેવું જોઈએ. પોતાની ઈન્દ્રિયોને વિષયરત નહીં થવા દેવી જોઈએ.આમ કરવાથી જ મન શાંત રહે છે અને હૃદય આનંદ અનુભવે છે –

**'રવિદાસ' ઈચ્છાએં આપુની, ભોગન સેતિ રખ દૂર ।**
**મન બુધ્ધિ રહંહિ સાંત નિત, ઘટ માંહિ રહિવૈ નૂર ॥**

ઈન્દ્રિય-નિગ્રહથી આત્મિક શાંતિની સાથે સાથે મનુષ્યનો આત્મવિશ્વાસ પણ વધે છે.

**કુરમે ભાંતિ જઉ રહહિં મન ઈંદરિયાં 'રવિદાસ' ।**
**સાંત રહઈ નિત આતમા, બઢહિ આતમ વિશ્સાસ ॥**

ભોગોથી દૂર રહેવાનો રવિદાસજી આટલો આગ્રહ કેમ કરે છે ? કારણ કે ભોગથી માણસને કદાપિ સંતોષ થતો નથી. એથી ઉલટું ઈન્દ્રિયોની તૃપ્તિથી ભોગેચ્છા ઉત્તરોત્તર વધતી જ રહે છે અને તેની પ્રાપ્તિ માટે સંઘર્ષ કરતાં કરતાં પોતાની વિવેકબુધ્ધિ ગુમાવી બેસે છે, જે છેવટે તેના વિનાશનું કારણ બને છે. ગીતા (2–62,63)નું વચન છે કે –

**ધ્યાયતો વિષયાન્પુંસઃ સંગસ્તેષૂપજાયતે ।**
**સંગાત્સંજાયતે કામઃ કામાત્ક્રોધોભિજાયતે ।**
**ક્રોધાદ્ભવતિ સંમોહઃ સંમોહાત્સ્મૃતિ વિભ્રમઃ ।**
**સ્મૃતિનાશાદ્ બુધ્ધિનાશો બુધ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥**

[વિષયોનું ધર્યે ધ્યાન, લાગતો સંગ તેહનો
સંગથી જન્મતો કામ, કામથી ક્રોધ નીપજે,
ક્રોધમાં મોહનાં મૂળ, મોહથી સ્મૃતિ લોપ છે,
સ્મૃતિ લોપે બુધ્ધિનાશ, બુધ્ધિ નાશે વિનાશ છે.]

આથી રવિદાસજીનો સંદેશ છે કે -

**બુધ્ધિ અરુ વિવેકહિં, જઉ રાખન ચાહૌ પાસ ।**
**ઈંદરિયાં સંગ નિરત કૌ, તજિ દેહું 'રવિદાસ' ॥**

ભોગવાદની અનેક દુષ્પ્રવૃત્તિઓમાંની એક દુષ્પ્રવૃત્તિ છે ધન-લિપ્સા. ગુરુ રવિદાસજી ધન સંચયને દુઃખનું કારણ માને છે. એમનું કહેવું છે કે ધન ત્યાગથી – તેને પરોપકાર અને જનસેવામાં વાપરવાથી સુખ પ્રાપ્ત થાય છે. એથી ધન સંચય નહીં કરવો જોઈએ –

**ધન સંચય દુઃખ દેત હૈ ધન ત્યાગે સુખ હોય ।**
**'રવિદાસ' સીખ ગુરુ દેવ કી, ધન મતિ જોરૈ કોય ॥**

સંતોષને જ પરમ સુખ માનનાર રવિદાસજી ઉપદેશે છે કે -

**જો કોઉ લોરે પરમ સુખ, તઉ રાખૈ મન સંતોષ ।**
**'રવિદાસ' જહાં સંતોષ હૈ, તહાં ન લાગૈ દોષ ॥**

આદર્શ જીવનની એમની કસોટી છે -

**સત સંતોષ અરુ સદાચાર, જીવન કો આધાર ।**
**'રવિદાસ' ભયે નર દેવતે, જિન તિઆગે પંચ વિકાર ॥**

રવિદાસજી સત્ય, સંતોષ અને સદાચાર તથા નૈતિક મૂલ્યો ઉપરાંત વચન-પાલન પર પણ ભાર મૂકે છે. તેમનો સંદેશ છે કે માથા સાટે પણ વચનનું

પાલન કરવું જોઈએ. વચન ભાંગીને જીવનમાં ગર્વ કરવા જેવું કશું બાકી રહેતું નથી.

**1. બચન ગયો નહીં આવત હૈ, સીસ કટા ફિર આય ।**
**'રવિદાસ' બચનકું રાખિયે, સિર જાઈહિ તઉ જાય ॥**
**2. 'રવિદાસ' બાન જો દે દિયો, ઉહ ન જાનૈ પાસ ।**
**બચન હરૈ કઉ જગત મંહિ, કછુ ન સેસ રહાય ॥**

ગુરુ રવિદાસજીની એક બીજી વિશિષ્ટ ભેટ છે – શ્રમ સાધનાની પ્રતિષ્ઠા. એમને પરોપજીવી જીવન પ્રત્યે ઘૃણા છે. એમની ઘોષણા છે –

**રવિદાસ શ્રમ કર ખાઈહિ, જો લૌં પાર બસાય ।**
**નેક કમાઈ જઉ કરઈ, કબહું ન નિહફલ જાય ॥**

રવિદાસજી ની નજરે 'શ્રમ' ભગવાનનું સ્વરૂપ છે. શ્રમસાધના એજ ઈશ્વરભક્તિ છે. એ જ સંસારમાં સુખ શાંતિનું અદ્વિતીય પરંતુ સરળ સાધન છે.

**શ્રમ કઉ ઈસર જાનિ કૈ, જઉ પૂજહિ દિન રૈન ।**
**'રવિદાસ' તિન્હહિ સંસાર મહં, સદા મિલહિ સુખ ચૈન ॥**

રવિદાસજી શ્રમસાધનાનો બીજાઓને ઉપદેશ આપી બેસી રહેતા નથી. પરંતુ જાતે તેનું પાલન કરે છે. શ્રમસાધના રૂપી ઈશ્વરની પૂજાથી જ તેઓ ભવસાગર પાર કરવાનો દૃઢ વિશ્વાસ ધરાવે છે.

**'રવિદાસ' હૌં નિજ હત્થહિં, રાખૌં રાંબી આર ।**
**સુકિરત હિ મમ ધરમ હૈ, તારૈગા ભવ પાર ॥**

રવિદાસજીનો આ સંદેશ કેટલો મહાન અને મૌલિક છે.

રવિદાસજીની સમાજને એક બીજી મૌલિક ભેટ છે – પ્રભુ ભક્તિની સહજ-સરળ વિધિ. રવિદાસજીએ પ્રભુ ભક્તિને માનવજીવનનો પરમ પુરુષાર્થ માન્યો છે, પરંતુ એમની ભક્તિમાં બાહ્યાચાર કે કર્મકાંડનું વિધિ–વિધાન નથી. તેની એમને કોઈ જરૂર પણ દેખાતી નથી. એમની ભક્તિ સહજ ભક્તિ છે. જેમાં કોઈ વિશેષ પ્રયત્નની જરૂર નથી કે નથી ઘરબાર છોડીને વનમાં જવાની જરૂર. એમના મતે તો –

**બન ખોજઈ પિઅ ન મિલહિં, બન માંહ પ્રીતમ નાંહ ।**
**'રવિદાસ' પિઅ હૈ બસિ રહ્યૌ, માનવ પ્રેમહિ માંહ ॥**

એ પ્રકારે રવિદાસજી માનવ પ્રેમમાં જ પ્રભુનો વાસ માને છે. એ જ કારણે એમણે માનવ સેવાને તપની સંજ્ઞા આપી છે, જેના દ્વારા મોક્ષ–ધામની પ્રાપ્તિ સંભવ ગણાવી છે, જે પ્રભુ ભક્તિનું ઉત્તમ ફળ છે.

**ધુઆં તપન મંહિ કા ધરા, ધૂમ તપન હી ત્યાગ ।**
**'રવિદાસ' મિલિહૈ મોખ (મોક્ષ) ધામ, સેવા હી તપ આગ ॥**

રવિદાસજી પોતાનો દાખલો આપતા કહે છે –

**દીન દુઃખી કરિ સેવ મંહિ, લાગિ રહ્યો 'રવિદાસ' ।**
**નિસિ બાસર કી સેવ સૌં, પ્રભુ મિલન કી આસ ॥**

દુર્લભ માનવ જન્મને સુખી અને સફળ બનાવવા માટે ગુરુ રવિદાસજીએ સમાજને જે મહાન સંદેશ આપ્યો છે, તે તેમના નિમ્નલિખિત વચનોમાં વિશેષ રૂપે પ્રગટ થાય છે.

1. **કાયમ દાયમ રામ ઈક, દોયમ સત્ત ઈમાન ।**
   **રવિદાસ રામ અરુ સત્ત બિન બિરાથા સભ કુછ જાન ॥**
2. **એક ભરોસો રામ કૌ, અરુ ભરોસો સત્તકાર ।**
   **સફળ હોહહુ જીવના, કહિ 'રવિદાસ' બિચાર ॥**
3. **જિહ્વા સોં ઓંકાર જપ, હત્થન સોં કર કાર ।**
   **રામ મિલહિં ઘર આઈ કર, કહિ 'રવિદાસ' વિચાર ॥**

# 6. રવિદાસ વાણી

## સાખી–ભાગ[1]

**રામ-બ્રહ્મ**

રવિદાસ હમારો રામજી, દસરથ કરિ સુત નાંહિ ।
રામ હમઉ મંહિ રમિ રહ્યો બિસબ કુટંબહ માંહિ ॥1॥
ઘટ ઘટ બિઆપક રામ હૈ, રામંહિ બૂઝૈ કોય ।
'રવિદાસ' બૂઝૈ સોઈ રામ કૂં, જઉ રામ સનેહી હોય ॥2॥
અકૈ બ્રહ્મ હઈ સકલ મંહિ, અરુ સકલ બ્રહ્મહ માંહિ ।
'રવિદાસ' બ્રહ્મ સભ ભેષ મંહિ, બ્રહ્મ બિના કછુ નાંહિ ॥3॥
'રવિદાસ' જગત મંહ રામ સમ, કોઉ નાંહિ ઉદાર ।
ગની ગરીબ નવાજ પ્રભ, દીનન કે રખવાર ॥4॥
'રવિદાસ' અરાધહુ દેવકૂં, ઈક મન હુઈ ધરિ ધ્યાન ।
અજપા જાપ જપત રહહુ, સત્તનામ સત્તનામ ॥5॥
'રવિદાસ' જો કરતા સરિસ્ટિ કા, વહ તો કરતા એક ।
સભ મંહિ જોતિ સરુપ ઈક, કાહે કહૂં અનેક ॥6॥
આદ અંત જિહ કર નહીં, જ્જિહ કર નામ અનંત ।
સભ કરિ પાલન હાર હઈ, 'રવિદાસ' અબિગત ભગવંત ॥7॥

---

1. ગુરુ રવિદાસની સાખીઓની પૂરી જાણકારી માટે જુઓ – આચાર્ય પૃથ્વીસિંહ આઝાદ : 'રવિદાસ દર્શન' શ્રી ગુરુ રવિદાસ સંસ્થાન, ચંદીગઢ-1973 ઈ.સ.

સાખી-4 **ઉદાર**=દાનશીલ, દયાળુ
**ગની**=ધની, કૃપાળુ.
**ગરીબ નવાજ**=ગરીબો પર દયા કરનાર,દીન દયાળુ.

સાખી-5 **અજપા જાપ**=સોઽહમ્ (હું તે છું)નો જપ. આને હંસ મંત્ર કહે છે. આ મંત્રનો ઉચ્ચાર શ્વાસ અંદર–બહાર કરવા માત્રથી થાય છે.

સાખી-7 **આદ**=આદિ, આરંભ. **અવિગત**=અવ્યક્ત, અપ્રગટ.

'રવિદાસ' ઈક જગદીસ કર, ધરૈ અનંતહ નામ ।
મોરે મન મંહિ બસિ રહયો, અધમન પાવન રામ ॥8॥
'રવિદાસ' હમારો સાંઈયાં, રાઘવ રામ રહીમ ।
સભ હી રામ કો રુપ હૈ, કેસો ક્રિસ્‌ન કરીમ ॥9॥
અલખ અલહ ખાલિક ખુદા, ક્રિસ્ન કરીમ કરતાર ।
રામહ નાંઉ અનેક હૈ, કહૈ 'રવિદાસ' બિચાર ॥10॥
જબ જબ ફૈલેઈ જગત મંહિ, કૂડ પાપ અંધિઆર ।
તબ તબ રાખૈ હત્થ દેઈ, 'રવિદાસ' ઈક રામ હમાર ॥11॥
'રવિદાસ' આસ ઈક રામ કી, અરુ ન કરહુ કોઈ આસ ।
રામ છાંડિ અનત રમિ હંઈ, રહંઈ સદા નિરાસ ॥12॥

## નામ-મહિમા

જો લૌં ઘટ મંહિ પરાન હૈં, તો લૌં જપઉ સત્ત નામ ।
'રવિદાસ' પરમ પદ પાઈહિં, જિન્હ ઘટિ બસિયો રામ ॥13॥
સત્ત ઈશ કહું રુપ હૈ, સત્ત સક્તિ અત અપાર ।
'રવિદાસ' સત્ત કૂં ધારણા, દેઈહિં પાપ નિબાર ॥14॥
અંતર્મુખી ભઈ જઉ કરહિં, સત્તનામ કરિ જાપ ।
'રવિદાસ' તિન્હ સૌ ભજહુહિં, જગતહ તીન્હહુ તાપ ॥15॥
જા દેખ્યા ઘિન ઉપજૈ, નરક કુંડ મંહિ બાસ ।
પ્રભુ ભગતિ સોં ઊધરૈ, પ્રગટન જન 'રવિદાસ' ॥16॥

---

સાખી-8 **ધરૈ**=ધારણ કરે. **અધમન પાવન**=અધમને પાવન (પવિત્ર) કરનાર.

સાખી-10 **ખાલિક**=સૃષ્ટિ કર્તા, સંસાર રચનાર.

સાખી-12 **અનત**=અન્યત્ર, બીજામાં.

સાખી-13 **પરમ પદ**=વૈકુંઠધામ, મુક્તિ.

સાખી-14 **અત**=અતિ, ઘણી.

સાખી-15 **અંતર્મુખી**=અંતર્મુખ, મનને બહારના વિષયોમાંથી હરાવી એકાગ્રચિત્ત થવું. **ભજહુહિ**=દૂર થાય છે. તીન્હહુ તાપ=ત્રિવિધ તાપ. આ ત્રણ તાપ છે. (1) **આધિદૈહિક તાપ**=આધિ-વ્યાધિ માનસિક શારીરિક કષ્ટ. (2) **આધિદૈવિક તાપ**=દૈવી કોપ તથા (3) **આધિભૌતિક તાપ**=પ્રાણીઓ તરફથી (દુન્યવી), મળતાં દુઃખો.

સાખી-16 **ઘિન**=ઘૃણા, નફરત.

## પ્રાપ્તિ-મુક્તિ

માથે તિલક હાથ જપ માલા, જગ ઠગને સ્વાંગ બનાયા ।
મારગ છાંડિ કુમારગ ડહકે, સાંચી પ્રીત બિનુ રામ ન પાયા ॥17॥
બન ખોજઈ પિઅ ન મિલહિં, બન મંહ પ્રીતમ નાંહ ।
'રવિદાસ' પિઅ હૈ બસિ રહ્યો, માનવ પ્રેમહિં માંહ ॥18॥
'રવિદાસ' લોરૈ જિસ બૂંદ કૂં, સોઈ બૂંદ સમુંદ સમાન ।
અંતર ખોજી કૂં મિલઈ, બ્રહ્મ બૂંદ કો ગ્યાન ॥19॥
કા મથુરા કા દ્વારિકા, કા કાસી હરિદ્વાર ।
'રવિદાસ' ખોજા દિલ આપના, તઉ મિલીયા દિલદાર ॥20॥
નેક કમાઈ જઉ કરહિ, ગ્રહ તજિ બન નંહિ જાય ।
'રવિદાસ' હમારો રામ રાય, ગ્રહ મહિં મિલિહિં આય ॥21॥
'રવિદાસ' રાત ન સોઈયે, દિવસ ન કરિયે સ્વાદ ।
'અહનિસિ હરિજી સુમિરિયે, છાંડિ સકલ પ્રતિવાદ ॥22॥

## પ્રાપ્તિ કામના તથા અનુભૂતિ

'રવિદાસ' મદુરા કા પીજિયે, જો ચઢૈ ચઢૈ ઉતરાય ।
નાંવ મહારસ પીજિયૈ, જો ચઢૈ નાહિ ઉતરાય ॥23॥
ઈક બૂંદ સૌં બુઝિ ગઈ, જનમ જનમ કી પ્યાસ ।
જનમ મરન બંધન ટૂટઈ, ભયે 'રવિદાસ' ખલાસ ॥24॥
અમરિત રસ કઈ બૂંદ કૂં, તલફત હૌં દિન રૈન.
'રવિદાસ' અમીરસ બિન પિયે, જિયરા ન પાવૈ ચૈન ॥25॥

---

સાખી-17 **મારગ**=સન્માર્ગ, સદાચાર, **કુમારગ**=કુમાર્ગ, ખોટો રસ્તો, કદાચાર.
સાખી-18 **માનવ પ્રેમહિ માંહ**=મનુષ્ય પ્રેમમાં, માનવને પ્રેમ કરવામાં.
સાખી-19 **લોરૈ**=શોધે છે. **સમુદસમાન**=સમુદ્રની માફક અથાહ. **અંતરખોજી**=આત્માને શોધવાવાળો. **બ્રહ્મબૂંદ**=બ્રહ્માનંદ રસ.
સાખી-20 **દિલદાર**=પ્યારા.
સાખી-22 **અહિનિસિ**=અહિર્નિસ, દિનરાત, **પ્રતિવાદ**=મતવાદ, તર્કવિતર્ક.
સાખી-23 **મદુરા**=મદિરા, શરાબ.
સાખી-24 **ખલાસ**=મુક્ત.
સાખી-25 **તલફત**=તડપવુ, બેચેની. **દુઃખ**=પીડા. **અમીરસ**=અમૃતરસ, બ્રહ્માનંદ રસ.

પ્રેમ પંથ કી પાલકી, 'રવિદાસ' બૈઠિયો આય ।
સાંચે સામી મિલન કૂં, આનંદ કહ્યો ન જાય ॥26॥
સુરત શબ્દ જઉ એક હોં, તઉ પાઈહિં પરમ આનંદ ।
'રવિદાસ' અંતર દીપક જરઈ, ઘટ ઉપજઈ બ્રહ્મ અનંદ ॥27॥

## કર્મ સાધના

જિહ્વા સોં ઓંકાર જપ, હત્થન સોં કર કાર ।
રામ મિલહિં ઘર આઈ કર, કહિં 'રવિદાસ' બિચાર ॥28॥
કરમ બંધન મંહ રમિ રહયો, ફલ કૌ તજ્યો ન આસ ।
કરમ મનુષ કો ધરમ હૈ, સત ભાષૈ 'રવિદાસ' ॥29॥
જિહ્વા ભજૈ હરિ નામ નિત, હત્થ કરહિં નિત કામ ।
'રવિદાસ' ભએ નિહચિંત હમ, મમ ચિંત કરેંગે રામ ॥30॥
'રવિદાસ' શ્રમ કરિ, ખાઈહિ જો લૌ પાર બસાય ।
નેક કમાઈ જઉ કરઈ, કબહું ન નિહફલ જાય ॥31॥
શ્રમ કઉ ઈસર જાનિ કૈ, જઉ પૂંજહિ દિન રૈન ।
'રવિદાસ' તિન્હહી સંસાર મહં, સદા મિલહિ સુખ ચૈન ॥32॥
પ્રભ ભગતિ શ્રમ સાધના, જગ મહં જિન્હ પાસ ।
તિન્હહિં જીવન સફલ ભયો, સત્ત ભાષૈ 'રવિદાસ' ॥33॥

## જાતિ-પાંતિ ઉચ-નીચ ભાવના

'રવિદાસ' ઈક હી નૂર તે, જિમિ ઉપજ્યો સંસાર ।
ઉચ નીચે કિહ બિધ ભયે, બાહ્મન અરુ ચમાર ॥34॥
બાહમન અરુ ચંડાલ મંહિ, 'રવિદાસ' નહ અંતર જાન ।
સભ મંહિ એક હી જોતિ હૈ, સભ ઘટ એક ભગવાન્ ॥35॥

---

સાખી-26 **સામી**=સ્વામી, પ્રભુ.

સાખી-27 **સુરત**=ધ્યાન. **શબ્દ**=નામ જપ, નામ સ્મરણ.
**પરમ અનંદ**=પરમાનંદ, પરમાત્મા.

સાખી-31 **સ્ત્રમ**=શ્રમ, પરિશ્રમ. **પાર**=વશમાં, અધિકારમાં.

સાખી-32 **ઈસર**=ઈશ્વર.

સાખી-33 **સ્ત્રમસાધના**=શ્રમસાધના, કર્મ સાધના.

સાખી-34 **નૂર**=પ્રકાશ, જ્યોતિ.

જાત પાંત કે ફેર મંહિ, ઉરઝિ રહઈ સભ લોગ ।
માનુષતા કૂં ખાત હઈ, 'રવિદાસ' જાત કર રોગ ॥36॥
જન્મ જાત કૂં છાંડિ કરિ, કરની જાત પરધાન ।
ઈહ્યો બેદ કૌ ધરમ હૈ, કરૈ 'રવિદાસ' બખાન ॥37॥
'રવિદાસ' જન્મ કે કારનૈ, હોત ન કોઉ નીચ ।
નર કૂં નીચ કરિ ડારિ હૈ, ઓછે કરમ કો કીચ ॥38॥
'રવિદાસ' સુકરમન કરન સૌં, નીચ ઊઁચ હો જાય ।
કરઈ કુકરમ જૌ ઉંચ ભી, તૌ મહા નીચ કહલાય ॥39॥
દયા ધર્મ જિન્હ મેં નાહિં, હિરદૈ પાપ કો કીચ ।
'રવિદાસ' તિન્હહિ જાનિ હો, મહા પાતકી નીચ ॥40॥
જિન્હ કરિ હિરદૈ સત બસઈ, પંચ દોષ બસિ નાંહિ ।
'રવિદાસ' તૌ નર ઊઁચ ભયે, સમુઝિ લેહુ માન માંહિ ॥41॥
પંચ દોષ તજિ જો રહઈ, સંત ચરન લવ લીન ।
'રવિદાસ' તે હી નર જાનઈ, ઉચહ અરુ કુલીન ॥42॥

**ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર)**

કામ ક્રોધ મદ લોભ તજિ, જઉ કરમ ધરમ કર કાર ।
સોઈ બાહ્મન આજિહિ, કહિ 'રવિદાસ' બિચાર ॥43॥
દીન દુખી કે હેત જઉ, બારૈ અપને પ્રાન ।
'રવિદાસ' ઉહ નર સૂર કૌ, સાંચા છત્રી જાન ॥44॥
'રવિદાસ' બૈસ સોઈ જાનિયે, જઉ સત્ત કાર કમાય ।
પુંન કમાઈ સદા લહૈ, લોરૈ સર્વત્ત સુખાય ॥45॥
'રવિદાસ' જઉ અતિ પવિત્ર હૈ, સોઈ સૂદર જાન ।
જઉ કુક રમી અસુધ જન, તિન્હહીન સૂદર માન ॥46॥

---

સાખી-39 **સુકરમન**=સાર, કામ, ઉત્તમ કાર્ય.
સાખી-40 **મહાપાતકી**=મહા પાપી, અસ્પૃશ્ય.
સાખી-41 **પંચદોષ**=કામ, ક્રોધ, લોભ, મોહ તથા મદ (અહંકાર) પાંચ વિકાર.
સાખી-42 **કુલીન**=કુળવાન, ઊંચા કુળનો.
સાખી-44 **સૂર**=શૂરવીર, **છત્રી**=ક્ષત્રિય.
સાખી-45 **બૈસ**=વૈશ્ય, **સર્વત્ત**=સર્વત્ર, બધાનું.

હરિજનન કરિ સેવા લાગૈ, મન અહંકાર ન રાખૈ ।
'રવિદાસ' સૂદ સોઈ ધન હૈ, જઉ અસત બચન ન ભાખૈ ॥47॥

**સ્વરાજ્ય- રામરાજ્ય**

પરાધીનતા પાપ હૈ, જાન લેહુ એ મીત ।
'રવિદાસ' દાસ પરાધીન સોં, કૌન કરે હૈ પીત ॥48॥
પરાધીન કો દીન ક્યા, પરાધીન બેદીન ।
'રવિદાસ' દાસ પરાધીન કૌ, સબહી સમજૈ હીન ॥49॥
ઐસા ચાહૌં રાજ મૈં, જહાં મિલે સબન કૌ અન્ન ।
છોટ બડોં સભ સમ બસૈં, 'રવિદાસ' રહે પ્રસન્ન ॥50॥

## પદ ભાગ

**પરમતત્ત્વ**

માધો, ભ્રમ કૈસેં ન બિલાઈ, તાથૈં દુતી દરસૈ આઈ ॥ટેક॥
કનક કુટક સુત પટ જુદા, રજુ ભુઅંગ ભ્રમ જૈસા ।
જલ તરંગ પાહંન પ્રતિમા જયૂં, બ્રહ્મ જીવ દુતિ જૈસા ।
બિમલ એક રસ ઉપજૈ ન બિન સૈ, ઉદૈ અસત દોઉ નાંહી ।
બિગતા બિગતિ ઘટૈ નહીં કબહૂં, બસત બસૈ સબ માંહી ।
નિહચલ નિરાકાર અજ અનુપમ, નિરભૈ ગતિ ગોબિંદા ।
અગમ અગોચર અછર અતરક, નિરગુન અતિ આનંદા ।
સદા અતીત ગ્યાન ધન બરજિત, નિરબીકાર અબિનાસી ।
કહૈ 'રવિદાસ' સહજ સુંન્નિ સતિ, જીવન મુક્તિ નિધિ કાસી ॥1॥

---

સાખી-47 **અસત્ત બચન**=અસત્ય વચન, જૂઠી વાણી.

પદ-1 **બિલાઈ**=વિલીન થવું, નષ્ટ થવું. **દૂતી**=દ્વૈતભાવ. જીવ અને બ્રહ્મની જુદાઈ. **કનક કુટક**=કનક કુંડલ (સોનું અને ઘરેણું). **સુતપટ**=સૂતર અને કપડું, **રજુભુઅંગ**=રજ્જુસર્પ (સર્પરજ્જૂન્યાય).
**પાહન**=પત્થર. **બિગતા-બિગતિ**=વ્યક્ત-અવ્યક્ત, **પ્રગટ**=અપ્રગટ.
**બસત**=વસ્તુ, પદાર્થ, **અગમ**=અગમ્ય. **અગોચર**=આંખથી ન દેખાય તેવો.
**અછર**=અક્ષર, નાશ ન થાય તેવો. **અતરક**=તર્કથી ન સમજાય તેવો.
**નિરગુન**=નિર્ગુણ, સત્વ, રજ, તમ ત્રણે ગુણોથી પર. **ગ્યાન ધન બરજિત**=અજ્ઞેય, જે જ્ઞાનથી સમજી શકતો નથી. **સુન્નિ**=શૂન્ય. **જીવન મુક્તિ નિધિ કાસી**=જીવનમુક્ત મહાપુરૂષો માટે કાશી જેવું પવિત્ર સ્થાન.

મન મેરે સતિ સરુપ બિચારં ।
આદિ અંતિ અનંત પરમ પદ સંસા સકલ નિવારં ।।ટેક।।
જસ હરિ કહીએ તસ હરિ નાંહિ, હૈ અસ જસ કછુ તૈસા ।
જાનત જાનત જાનિ રહયો મન, મરમ કહૌ નિજ કૈસા ।।
કહત આંન અનભવત આંન, રસ મિલ્યા ન બેગર હોઈ ।
બાહરિ ભીતરિ પરગટ ગુપત, ઘટ ઘટ પ્રતિ રમત અવર ન કોઈ ।।
આદિહૂં એક અંતા ફુનિ સોઈ, મધિ ઉપાધિ સુ કૈસે ।
અહૈ એક પૈ ભ્રમ સૂં દૂજૌ, કનક અલંકૃત જૈસે ।।
કહૈ 'રવિદાસ' પ્રકાસ પરમપદ, કા જપ તપ બિધિ પૂજા ।
એક અનૈક અનૈક એક હરિ, કહૌં કવન બિધિ દૂજા ।।2।।

સબ કછુ કરત ન કહૌં કછુ કૈસે, ગુન બિધિ બહૌત રહત સસિ જૈસે
દુપન ગગન અનીલ ઉલપે જસ, ગંધ જલધ પ્રતિબ્યંબ દેખિ જસ ।
સબ આરંભ અકામ અનેહા, બિધિ નિખેદ કીયો નકેહા ।
ઈહિં પદ કહત સુનત નહીં આવે, કહૈ રવિદાસ સુકૃતિ કો પાવૈ ।।3।।

## નામ મહિમા

ઘન્ય હરિભક્તિ ત્રય લોક જસ પાવની,
કરૌ સતસંગ ઈહિં વિમલ જસ ગાવનીં ।
બદે તૈં પુરાન તૈં ભાગવત, ભાગવત તૈં ભક્તિ પ્રગટ કીનીં ।
ભક્તિ તૈં પ્રેમ પ્રેમ તૈં લચ્છના, બિના સતસંગ નાહી જાતિ ચીનીં ।
ગંગા પાપ હરે સસિ તાપ, અરુ કલપતરુ દીનતા દૂરિ ખોવૈ ।
પાપ અરુ તાપ સબ તુચ્છ મતિ દૂરિ કરિ,
અમી કી દૃષ્ટિ જબ સંત જોવે ।
બિષ્ણુભક્તિ જિતૈં ચિત પર ધરતિ, તે મન બચ કરમ કરિ બિસ્વાસા ।
સંત ધરની ધરી કીર્તિ જગ બિસ્તરી,
પ્રનતજનચરન 'રવિદાસ' દાસા।।4।।

---

પદ-2 **બેગર**=ભિન્ન, બીજું. **કનક**=સોનું. **અલંકૃત**=ઘરેણું, અલંકાર.

પદ-3 **સસિ**=શશી ચંદ્રમા. **દુપન**=દર્પણ. **ગગન**=આકાશ. **અનીલ**=અનિલ, હવા. **અલેપ**=નિર્લેપ. **અકામ**=ઈચ્છારહિત. **અનેહા**=અનાસક્ત. **સુકૃતિ**=પુણ્ય.

પદ-4 **લચ્છના**=લક્ષણા, પ્રેમલક્ષણા ભક્તિ. **અમી**=અમૃત, કૃપા. **મન બચ કરમ**=મન વાણી અને કર્મથી, પૂર્ણરૂપે. **સંત ધરની ધરી**=આ પૃથ્વી સંતજનોથી જ ટકી છે. **કીર્તિ જગ બિસ્તરી**=એમની જ કીર્તિ જગતમાં ફેલાઈ છે.

ધ્રિગુ ધ્રિગુ રે જીવણુ રાજા રામ બિનાં ॥ટેક॥
દેહિ નૈન બિનુ ચંદ, રૈનિ બિનુ, જૈસે મીના જલે બિનાં ।
બેસવા કો સુત કાકો કહિએ, તૈસે પ્રાની તેરે નામુ બિનોં ।
હસ્તી અંકુસ બિનુ પંખી, પંખ બિનુ જૈસે મંદર દીપ બિનાં ।
જૈસે વાહ મન વેદ બિહૂણાં તૈસે પ્રાણી તેરે નામુ બિનાં ।
મંત્ર સુરતિ બિનુ નારી કંત બિનુ, જૈસે ધરતી ઈંદ્ર બિનાં ।
જૈસે બ્રિચ્છા ફલંહિ બિહૂણાં, તૈસે પ્રાણી તેરે નામુ બિનાં ।
કામ ક્રોધ હંકાર નિબારઉ, ત્રિસના તિઆગહુ સંત જનાં ।
કહે 'રવિદાસ' અબ સીતલ હુએ, જબ આગે ગુર કે ચરના ॥5॥

## ભક્તિ

સંતો ! અનિન ભક્તિ યહુ નાંહિ ।
જબ લગિ સત રજ તમ તીન્યો ગુન, વ્યાપત હૈ યા માંહી ॥ટેક॥
સોઈ આન અંતર કરૈ હરિ સૌં અપ મારગ કો આનૈં ।
કામ ક્રોધ મદ લોભ મોહ કી, પલ પલ પૂજા ઠાનૈં ।
સક્તિ સનેહ ઈષ્ટ અંગિ લાવૈ, અસ્થલિ અસ્થલિ ખેલે ।
જે કછુ મિલે આન અખિત, સૌ સુત દારા સિ મિલૈ ।
હરિજન હરિ બિનુ ઔર ન જાનૈ, તજૈ આન તનુ ત્યાગી ।
કહૈ રવિદાસ સોઈ જનુ નિરમલ, નિસિ દિન નિજુ અનુરાગી ॥6॥

ભગતી ઐસી સુનહુ રે ભાઈ ! આઈ ભગતિ તઉ ગઈ બડાઈ ॥ટેક ॥
કહા ભયો નાચૈ અરુ ગાયૈ, કહા ભયૌં તપ કીન્હેં ।
કહા ભયો જે ચરન પરવાલૈં, જૌં પરમ તત નહીં ચીન્હૈં ।
કહૈ 'રવિદાસ' તેરી ભગતી દૂરિ હૈ, ભાગ બડે સો પાવૈ ।
તજિ અભિમાન મેટિ આપા પર, પિપલક હ્ વૈ ચુણિ ખાવૈ ॥7॥

---

પદ-5 **મીના**=મીન, માછલી. **બેસવા**=વેશ્યા. કાકો=કોને. **હસ્તી**=હાથી. **અંકુસ**=અંકુશ, લોઢાનો ભાલો જેને માવત હાથીના માથા પર ઘોંચીને તેને ચલાવે છે. **બિહૂણાં**=વગરનો, વિના. **ઈંદ્ર**=રાજા. **બ્રિચ્છા**=વૃક્ષ, ઝાડ.

પદ-6 **અનિન**=અનન્ય, સાચી. **સતરજતમ**=સત્વગુણ, રજોગુણ, તમોગુણ. **આન**=અન્ય, બીજું. **અંતર**=ભેદ. **અપમારગ**=અપમાર્ગ, અવળો રસ્તો. **અસ્થલિ અસ્થલિ**=સ્થાન સ્થાન પર, અહીં અહીં. **આનઅખિત**=અન્ન અને અક્ષત, અનાજ (ઘઉં) ચોખા. **દારા**=પત્ની, સ્ત્રી. **અનુરાગી**=પ્રેમી, અનુરક્ત.

પદ-7 **પખાલેં**=પ્રક્ષાલન કરવું, ધોવું. **આપા પર**=પાતાનું-પારકું. **પિપલક**=પિપીલિકા, કીડી.

ઐસી ભગતિ ન હોઈ, રે ભાઈ !
રામ નામ બિનુ જે કછુ કરીએ, સો સબ ભરમ કહાઈ ।।ટેક।।
ભગતિ ન રસ દાંન ભગતિ ન કથૈ ગ્યાંન,
ભગતિ ન બન મૈં ગુફા ખુદાઈ ।
ભગતિ ન ઐસી હાંસી, ભગતિ ન આસા પાસી,
ભગતિ ન કુલ કાનિ ગંવાઈ ।।
ભગતિ ન ઈંદ્રી બાંધૈં, ભગતિ ન જોગ સાધૈં ।
ભગતિ ન અહાર ન ઘટાઈ, એ સબ કરમ કહાઈ ।।
ભગતિ ન નિંદ્રા સાધૈં, ભગતિ ન બૈરાગ બાંધૈં ।
ભગતિ ન એ સબ બેદ બડાઈ ।।
ભગતિ ન મુંડ મુડાએ, ભગતિ ન માલા દિખાઈ ।
ભગતિ ન ચરન ધોવાએ, એ સબ ગુની જન કહાઈ ।।
ભગતિ ન તૌં લૌં જાની, જૌં લૌં આપ કૂં આપ બખાની ।
જોઈ જોઈ કરૈ સોઈ સોઈ કરમ બડાઈ ।।
આપૈ ગયો તબ ભગતિ પાઈ, ઐસી ભગતિ હૈ ભાઈ ।
રામ મિલ્યૌં અપનૌ ગુન ખોયૌ, રિધ્ધિ સિધ્ધિ સબૈ જુ ગંવાઈ ।।
કહૈ 'રવિદાસ' છૂટી આસ, તબ હરિ તાહી કે પાસ ।
આતમા થિર ભઈ, તબ સબ હી નિધિ પાઈ ।।8।।

જયૂં તુમ્હ કારનિ કેસવે, અંતરિ લ્યૌ લાગી ।
એક અનુપમ અનભવૈ, કિમ હોઈ બિભાગી ।।ટેક।।
એક અભિમાની ચાત્રિંગા, બિચરત જગુ માંહિ ।
જદપિ જલ પૂરણ મહી, કહું વા રુચિ નાંહી ।।
જૈસે કામા દેખૈ કામની, રિદૈ સૂલ ઉપાઈ ।
કોટિ બૈદ વિધ ઉચરૈં, વાકી બિથા ન જાઈ ।।
જો જિહિં ચાહૈ સો મિલૈ, આરતિ ગતિ હોઈ ।
કહૈ 'રવિદાસ' યહુ ગોપિ નાંહી, જાનૈ સબ કોઈ ।।9।।

---

પદ-8 **કુલકાનિ**=લોક લાજ. **અહાર**=આહાર, ભોજન. **થિર**=સ્થિર.
પદ-9 **લ્યૌ**=લાય,લગન. **બિભાગી**=અલગ, જુદુ. **ચાત્રિંગા**=ચાતક પક્ષી.
**કામા**=કામી પુરુષ. **કામની**=સ્ત્રી. આરતિ=દુઃખી, રોગી.
**ગોપી**=ગુપ્ત, છુપું.

ભાઈ ! ગોવિંદ પૂજા કહા લૈ ચરાવઉં ।
ફલ અરુ ફુલુ અનુપન પાવઉં ।।ટેક।।
દૂધુ ત બછરૈ થનહું બિટારિઓ, ફુલુ ભંવરિ જલુ મીનિ બિગારિઓ ।
મૈલાગર બૈ રહૈ ભુઈગંગા, બિખુ અમૃતુ બસહિં ઈક સંગા ।।
ધૂપ દીપ નઈબેદહિં બાસા, કૈસે પૂજ કરહિં તેરી દાસા ।
તનુ મનુ અરપઉ પૂજ ચરાવઉં, ગુર પરસાદિ નિરંજનુ પાવઉં ।।
પૂજા અરચા આહિ ન તોરી, કહિ રવિદાસ કવન ગતિ મોરી ।।10।।

ઈહૈ અંદેસો રામ રાઈ ! રૈનિ દિન મોરૈ,
નિસિ બાસર ગુન ગાઉ તોરૈ ।।ટેક।।
તુમ ચ્યંતત મોરી ચ્યંતા હી ન જાહીં, તુમ ચ્યંતામનિ હોહુ કિ નાંહી ।
ભગતિ હેત તુમ કહા કહા ન કીનાં, હમરી બેર કહા બલહીનાં ।।
કહૈ 'રવિદાસ' દાસ અપરાધી,
જૌ તુમ દરવૌ સો મૈં ભગતિ ન સાધી ।।11।।

માધવે ! જાનત હહું જૈસી તૈસી, અબ કહા, કરહુગે એસી ।।ટેક।।
જઉ હમ બાંધે મોહ ફાંસ, હમ પ્રેમ બંધનિ તુમ બાંધે ।
અપને છુપન કો જતનુ કરહુ, હમ છૂટૅં તુમ આરાધે ।।
મીનુ પકરિ ફાંકિઓ અરુ કાટિઓ, રાંધિ કીઓ બહુ બાની ।
ખંડ ખંડ કરિ ભોજનુ કીનો, તઉ ન બિસરિઓ પાની ।।
આપન બાપૈ નાહી કિસી કો, ભાવન કો હરિ રાજા ।
મોહ પટલ સભુ જગતુ બિઆપિઓ, ભગત નહી સંતાપા ।।
કહિ 'રવિદાસ' ભગતિ ઈક બાઢી, અબ ઈહ કાસિઉ કહીએ ।
જા કારનિ હમ તુમ આરાધે, સો દુખુ અજહૂ સહીએ ।।12।।

---

પદ-10 **બિટારિયો**=એઠું કર્યું. **મૈલાગર**=મલયગિરિ, મલયપર્વત.
**ભુઈગંગા**=ભુજગ, સાપ. **બાસા**=વાસ, સુગંધ.

પદ-11 **અંદેસો**=અંદેશો, ચિંતા. **ચ્યંતત**=ચિંતન કરતાં, સ્મરણ કરતાં.
**ચ્યંતા**=ચિંતા, તમને પામવાની ઈચ્છા. **ચ્યંતામનિ**=ચિંતામણિ.
ઈચ્છા પૂરી કરનાર.
**કહા કહા નકીના**=શું શું નથી કર્યું. **બેર**=વારો.
**કહા**=કેમ ? **દરવૌ**=દ્રવો, પીગળો, દયાળુ થાઓ.

પદ-12 **જૈસી તૈસી**=જેવી તેવી, વાસ્તવિક. **રાંધિ**=રાંધવું, રાંધીને.
**બહુ બાની**=અનેક પ્રકારે, વિવિધ વાનગી. **બાઢી**=વધી.

જૈસા ધ્યાન ધરૌં બનવારી, મન પવન દિઢિ સુખમન નારી ।।ટેક।।
સોઈ જપ જપૌં જુ બહુરિ ન અપનાં,
સોઈ તપ તપૌં જુ બહુરિનં તપનાં ।
સો ગુર કરૌં જુ બહુરિ ન કરનાં, ઐસોં મરૌ જુ બહુરિ ન મરનાં ।।
ઉલટી ગંગ જમુન મૈં લ્યાઔં, બિન હી જલ મંજન હૈ આઔં ।
લોચન ભરિ ભરિ વ્યંબ નિહારૌં, જ્યોતિ બિચારિ ન અવર બિચારૌં ।।
પ્યંડ પરૈ જીવ જિસ ઘરિ જાતા, સબદ અતીત અનાહદ રાતા ।
જા પરિ ક્રિપા સોઈ ભલ જાનૈ, ગૂંગૌ સાકર કહા બખાનૈં ।।
સુંનિ મંડલ મૈં મેરા બાસા, તાથૈં જીવ મૈં રહૌં ઉદાસા ।
કહૈ'રવિદાસ'નિરંજન ધ્યાઔં, જિસ ઘરિ જાઔં બહુરિ ન આઔં ।।13।।

મેરી પ્રીતિ ગોબિંદ સિઉ જિનિ ઘટૈ,
મૈં તઉ મોલિ મહંગી લઈ જીઅ સટૈ ।।ટેક।।
ચિંતુ સિમરન કરઉ નૈન અવિલોકનો, સ્ત્રવન બાની સુજસુ પૂરિ રાખઉં ।
મનુ સુ મધુકરુ કરઉં ચરન હિરદૈ દારઉ, અમૃત રાંમ નાંમ ભાવઉ ।।
સાધ સંગતિ બિના ભાઉ નહીં ઉપજૈ,ભાવ બિનુ ભગતિ નહીં હોઈ તેરી ।
કહૈ 'રવિદાસુ' લકુ બેનતી હરિ સિઉ, પૈજ રાખહુ રાજા રામ મેરી ।।14।।

નાથ ! કછુઅ ન જાનઉ મનુ ભાઈઆ હૈ, હાથિ બિકાનઉં ।।ટેક।।
તુમ કહીયત હૌ જગત ગુર સુઆંમી, હમ કહીયત કલિજુગ કૈ કામી ।
ઈન પંચન મેરી મનુ જુ બિગારિઔ, પલુ પલુ હરિજીતૈ અંતરુ પારિયો ।।
જત દેખઉં તત દુખ કી રાસી, અજૌં ન પત્યાઈ નિગમ ભખે સાખી ।
ગૌતમ નારિ ઉમાપતિ સ્વાંમી, સીસુ ધરનિ સહસ ભગ ગાંમી ।।
ઈન દૂતન ખલુ બધુ કરિ મારિઔ, બડો નિલાજુ અજહુ નહીં હારિઓ ।
બહિ'રવિદાસ'કહા કૈસે કીજૈ, બિનુ રઘુનાથ સરિન કા કી લીજૈ ।।15।।

---

પદ-13 **સુખમનનારી**=સુષુમ્ના નાડી. **મંજન**=સ્નાન, મજ્જન. **વ્યંબ**=બિંબ, દર્શન. **સાકર**=સાકર. **સુનિમંડલ**=શૂન્ય મહેલ, પરમ પદ.

પદ-14 **જિનિ**=નહીં. જિઅ **સટૈ**=હૃદયમાં સમાય. **મધુકર**=મધુકર, ભમરો. **ભાઉ**=ભાવ, શ્રધ્ધા. **પૈજ**=પ્રણ, પ્રતિજ્ઞા.

પદ-15 **પંચન**=કામ, ક્રોધ, લોભ, મોહ, મદ (અહંકાર) પાંચ શત્રુ. પાંચ વિકાર. **અંતરુપારિઓ**=ભેદ ઉભો કર્યો. (અંતર પાડયું). **ગૌતમનારિ**=અહલ્યા(ગૌતમપત્ની). **ઉમાપતિ સ્વામી**=શંકર, શિવ. **નિલાજુ**=નિર્લજ્જ.

નામુ તેરો આરતી ભજનુ મુરામે !
હરિ કૈ નામ બિનુ જૂઠે સગલ પાસા રે ॥ટેક॥
નામુ તેરો આસનોં તેરો ઉરસા, નામુ તેરા કેસરો લૈ છિટકારૈ ।
નામુ તેરા અંભુલા નામુ તેરો ચંદનોં, ઘસિ જપૈ નામુ લૈ તુજહિં કઉ ચારે ॥
નામુ તેરા દીવા નામુ તેરો બાતી, નામુ તેરો તેલુ લૈ માંહિ પસારૈ ।
નામ તેરે કી જોતિ લગાઈ, ભઈઓ ઉજિયારો ભવન સગવારે ॥
નામુ તેરો તાગા નામુ ફૂલ માલા, માર અઠારહ સગલ જૂઠારે ।
તેરો કીઆં તુઝહિં કિઓ અરુપઉં, નામુ તેરા તૂં હી ચંવર ઠોલારે ॥
દસુઅઠા અઠસઠે ચારે ખાણી, ઈહૈ બસ્તણિ હૈ સગલ સંસારે ।
કહૈ 'રવિદાસુ' નામુ તેરો આરતી, સતનામુ હૈ હરિ ભોગ તુહારે ॥16॥

## વિનય

નરહરિ ! ચંચલ મતિ મોરી, કૈસે ભગતી કરું રામ તોરી ॥ટેક॥
તૂં મોહિ દેખૈ, મૈં તોહિ દેખૂં, પ્રીતિ પરસપર હોઈ ।
તૂં મોહિં દેખૈં હોં તોહિં ન દેખૂં, ઈહ મતિ સબ બુધિ ખોઈ ॥
સબ ઘટિ અંતરિ રમસિ નિરંતરિ, મૈં દેખત હી નહીં જાંના ।
ગુન સબ તોર મોર સબ ઔગુન, ક્રિત ઉપગાર ન માંના ॥
મૈ તૈં તોરિ મોરિ અસમઝિ સોં, કૈસેં કરિ નિસતારા ।
કહૈ 'રવિદાસ' ક્રિસ્ન કરુનમૈં, જૈ જૈ જગત અધારા ॥17॥

રામ ગુસઈઆં જીઅ કે જીવનાં, મોહિં ન બિસારહુ મૈં જનુ તેરા ॥ટેક॥
મીર સંગતિ પોચ સોચ દિનુ રાતી, મેરા કરમુ કુટિલતા જનમુ કુમાંતી ।
મેરી હરહુ બિપતિ જન કરહુ સભાઈ,ચરણ ન છાંડઉ સરીર કલ જાઈ ॥
કહૈ'રવિદાસ'પરઉં તેરી સાંભા, બેગિ મિલહુ જન કરિ ન બિલંબા ॥18॥

---

પદ-16 **આસનોં**=આસન, બેસવા માટેનું સાધન, કપડું, પોટલો વગેરે.
**ઉરસા**=ઓરસિયો, ચંદન ઘસવાનો પત્થર.
**કેસરો**=કેસર. **અંભુલા**=પાણી. **ભાર અઠારહ**=વનસ્પતિનાં પાંદડાં ફૂલ વગેરે અઢાર અંગ. **દસુઅઠા**=અષ્ટદશ, અઢાર પુરાણ.
**અડસઠે**=અડસઠ તીર્થ. **ચારેખાણી**=ચાર દિશાઓ અથવા યોનિઓ. (અંડજ, જરાયુજ સ્વેદન અને ઉદ્‌ભિજ)

પદ-17 **ક્રિત**=કરેલા ઉપગાર-ઉપકાર,ભલાઈ. **અસમજિ**=અજ્ઞાન,અણસમજ.
**કરુનામૈ**=કરુણામય, દયાળુ.

પદ-18 **પોચ**=પોચી, ખોટી. સાંભા- શરણ.

જઉપૈ હમ ન પાપ કરંતા અહે અનંતા, પતિત પાવન નામુ કૈસે હંતા।
તોહી-મોહી મોહી-તોહી અંતરુ કૈસા, કનક કટિક જલ તરંગા જૈસા ॥
તુમ્હ જુ નાઈક આછહુ અંતરજામી, પ્રભ તેં જનુ જાનીજૈં જન તેં સુઆંમી।
સરીરુ આરાધૈ મોકઉ બીચારુ દેહૂ, રવિદાસ સમદલ સમજાવૈ કોઉ ॥19॥

તુઝહિં ચરન અરવિંદ ભવન મનુ પાન કરત,
પાઈઓ પાઈઓ રામઈઆ ધનુ ॥ટેક॥
સંપતિ બિપત પટલ માઈઆ ધનુ, તામંહિ મગન હોત ન તેરો જનુ ॥
કહા ભઈઓ જઉ તનુ ભઈઓ છિનુ છિનુ,
પ્રેમુ જાઈ તઉ ડરપૈ તેરો જનુ ।
પ્રેમકી જેવરી બાધિઓ તેરો જન, કહિ રવિદાસ છૂટિબો કવન ગુન ॥20॥

માધવે ! તુ ન તોરહુ તઉ હમ નહીં તોરહિં,
તુમ સિઉં તોરિ કવન સિઉ જોરહિં ॥ટેક॥
જઉ તુમ ગિરવર તઉ હમ મોરા, જઉ તુમ ચંદ તઉ હમ ભએ હૈ ચકોરા।
જઉ તુમ દીવરા તઉ હમ બાતી, જઉ તુમ તીરથ તઉ હમ જાતી ।
સાંચી પ્રીતિ હમ તુમ સિઉ જોરી, તુમ સિઉ જોરિ અવર સંગિ તોરી ॥
જહં જહં જાઉં તહાં તેરી સેવા, તુમ સો ઠાકુર અઉરુ ન દેવા ।
તુમરે ભજન કટહિં જમ ફાંસી, ભગતિ હેત ગાવૈ 'રવિદાસ' ॥21॥

પાવન જસ માધવ ! તોરા, તુમ દારન અઘ મોચન મોરા ॥ટેક॥
કીરતિ તેરી પાપ બિનાસૈ, લોક બેદ યૂં ગાવૈ ।
જૌ હમ પાપ કરત નહીં ભૂધર, તૌ તૂં કહા નસાવૈ ॥
જબ લગિ અંગિ પંક નહીં પરસૈ, તો જલ કહા પખાલૈ ।
મન મલીન બિખિઆ રસ લંપટ, તૌ હરિ નાવ સંભાલૈ ॥
જૌ હમ રિદૈ સુધ બિમલ ચિત્ત, દોસ કવન પરિ ધરિ હૌ ।
કહૈ 'રવિદાસ' પ્રભૂ તુમ દયાલ હૌ, અબંધ મુકતિ કા કરિ હૌ ॥22॥

---

પદ-19 **કટિક**=કુંડલ, ઘરેણું. **આછહુ**=છો. **બીચારુ**=સુવિચાર, સુમતિ. **સમદલ**=સમાન દૃષ્ટિવાળા.
પદ-20 **છિનુ છિનુ**=ક્ષીણથી ક્ષીણતર, દુર્બળથી દુર્બળતર. **ડરપૈ**=ડરે છે. **જેવરી**=જેવી, રાસ. (દોરડી). **ગુન**=ઉપાય.
પદ-21 **જાતી**=યાત્રી.
પદ-22 **દારન**=દારુણ, કઠોર. **અઘ**=પાપ. **ભૂધર**=પર્વત, પર્વત જેવાં ઘોર. **પંક**=કીચડ, કાદવ. **અબંધ**=બંધન રહિત, મુક્ત.

અબ કૈસે છૂટૈ નામ રટ લાગી ॥ટેક॥
પ્રભુજી તુમ ચંદન હમ પાની, જાકી અંગ અંગ બાસ સમાની ।
પ્રભુજી તુમ ઘન બન હમ મોરા, જૈસે ચિતબત ચંદ ચકોરા ॥
પ્રભુજી તુમ દીપક હમ બાતી, જાકી જોતિ બરૈ દિન રાતી ।
પ્રભુજી તુમ મોતી હમ ધાગા, જૈસે સોનહિં મિલત સોહાગા ॥
પ્રભુજી તુમ સ્વામી હમ દાસા, જૈસી ભગતિ કરૈ 'રવિદાસા' ॥23॥

યા રામાં એક તૂં દાના, તેરા આદિ ભેખ ના ।
તૂ સુલતાન સુલતાના, બંદા સકિરતા સજાના ॥ટેક॥
મૈં બેદિયાનત બેનજર, દરમંદ બરખુરદાર ।
બે અદબ બદબખ્ત વીરાં, વે અકલિ બદકાર ॥
મૈં ગુનહગાર ગુમરાહ ગાફિલ, કમદિલાં દિલતાર ।
તૂ દરકદર દરિયાવદિલ મૈં હિરસિયા હુસિયાર ॥
મૈં હસ્ત ખસ્ત ખરાબ, ખાતિર અંદેસા બિસિયાર ।
'રવિદાસ' દાસહિં બોલિ સાહિબ, દેહુ અબ દીદાર ॥24॥

---

પદ-23 **બસા**=વાસ, સુવાસ. **ઘન**=વાદળ.
બાતી=દીવેટ. બરૈ=બળે, જલતી રહે.

પદ-24 **દાના**=બુધ્ધિમાન, ઉમદા. **સુલતાન સુલતાના**=રાજાઓના રાજા.
**બંદા**=સેવક. **સકિરતા**=ભગ્નહૃદય, નિર્બળ.
**બેદિયાનત**=બેઈમાન, અધર્મી. **બેનજર**=નેત્રહીન, અંધ.
**દરમંદ**=શરણાગત. **બરખુદાર**=પ્રિય, પુત્ર.
**બેઅદબ**=વિવેકહીન, અશિષ્ટ. **બદબખ્ત**=અભાગિઓ, અકકરમી.
**વીરાં**=વેરાન, નિરાશ. **બેઅકિલ**=બુધ્ધિહીન.
**બદકાર**=દુષ્કર્મી. **ગુમરાહ**=માર્ગ ભૂલેલો, પથભૃષ્ટ.
**ગાફિલ**=ગાફેલ, અસાવધાન. **કમદિલાં**=સાંકડા મનવાળો(અનુધર)
**દિલતાર**=કલુષિતમન, કાળા દિલવાળો.
**દરકદર**=કદરદાન, શરણદાતા. **દરિયાવદિલ**=ઉદાર.
**હિરસિમા**=ઈર્ષ્યાળુ. **હુસિયાર**=હોશિયાર.
**હસ્ત ખસ્ત ખરાબ**=ખાલી હાથ, બુરા હાલ.
**ખાતિર**=દિલ. **અંદેશા**=સંદેહ, શક.
**બિસિયાર**=ઘણું. **દીદાર**=દર્શન.

## ઉદ્‌બોધન (વૈરાગ્ય)

કિઆ તૂ સોઈઆ જાગુ ઈઆના, તૈં જીઅનુ જગિ સચુ કરિ જાના ।।ટેક।।
જો દિન આવહિં સો દિન જાંહી, કરના કૂચુ રહનુ થિરુ નાંહી ।।
સંગુ ચલત હૈં હમ ભી ચલના, દૂરી ગવનુ સિર ઉપરિ ભરના ।
જિનિ જીઉ દીઆ સુ રિજકુ અંબરાવૈ, સભ ઘટ ભીતરિ હાટુ ચલાવૈ ।।
કરિ બંદિગી છાંડિ મૈં મેરા, હિરદૈ નામુ સમહારિ સબેરા ।
જનમુ સિરાનોં પંથુ, ન સંવારા, સાંઝ પરી દહદિસ અંધિયારા ।
કહિ રવિદાસ નિદાનિ દિવાને, ચેતસિ નાંહી દુનીંઆ ફનખાને ।।25।।

માટી કો પુતરા કૈસે નચતુ હૈ ।
દેખૈ દેખૈ સુનૌ બોલૈ દઉરિઓ ફિરતુ હૈ ।।ટેક।।
જબ કછુ પાવૈ તબ ગરબુ કરતુ હૈ, માઈઆ ગઈ તબ રોવનુ લગતુ હૈ ।
મન બચ ક્રમરસ કસહિં લુભાના, બિનસિ ગઈઆ જાઈ કહૂં સમાના ।
કહિ 'રવિદાસ' બાજી જગુ ભાઈ,
બાજીગર સઉ મોહિં પ્રીતિ બનિઆઈ ।।26।।

રહુ તનુ ઐસા જૈસે ઘાસ કી ટાટી ।
જલિ ગઈઓ ઘાસુ રલિ ગઈઓ માટી ।।ટેક।।
ઉચે મંદર સાલ રસોઈ, એક ઘરી ફુનિ રહનુ ન હોઈ ।
ભાઈ બંધ કુટંબ સહેરા, ઓઈ ભી લાગૈ કાઢુ સબેરા ।
ઘર કી નારિ ઉરહિં તન લાગી, ઉહ તઉ ભુતુ ભુતુ કરિ ભાગી ।
કહિ રવિદાસુ સભૈ જગુ લૂટિઆ, હમ તઉ એક રામ કહિ છૂટિઆ ।।27।।

---

પદ-25 **ઈઆના**=અયાના, અજ્ઞાની. **રિજકુ**=રિજક, આજીવિકા. **અંબરાવૈ**=ઉત્પન્ન કરે છે, આપે છે. **સિરાના**=પુરું થયું. દહદિસ=દસે દિશાઓ. **ફનખાના**=નાશવાન, કપટ ધોખાનું સ્થાન.

પદ-26 **રસ**=આનંદ, વિષયભોગાદિ. **બાજી**=ખેલ, લીલા, સંસાર. **બાજીગર**=લીલા કરવાવાળો, પરમાત્મા.

પદ-27 **ટાટી**=ટટ્ટી, પડદો. રલિ=મળવું. સહેરા=સાથી.

રે મન ! રામ નામ સંભારિ ।
માયા કે ભ્રમિ કહા ભૂલ્યોં, જાહિગોં કર ઝારિ ।।ટેક ।।
દેખિ ધોં ઈહાં કૌન તેરૌ, સગૌ સુત નહીં નારિ ।
તોરિ તંગ સબ દૂરિ કરિ હૈં, દેહિંગે તનુ જારિ ।।
પ્રાન ગયે કહુ કૌન તેરૌ, દેખિ સોચિ બિચારિ ।
બહોરિ ઈહિં કલિકાલ ભાંહી, જીતિ ભાવૈં હારિ ।।
યહુ માયા સબ થોથરી રે, ભગતિ કૌં પ્રતિ પારિ ।
કહૈ 'રવિદાસ' સતિ બચન ગુરુ કૈ, સો ન જીઅ તૈ ટારિ ।।28।।

પ્રાની કિઆ મેરા કિઆ તેરા, જૈસે તરવર પંખિ બસેરા ।।ટેક।।
જલ કી ભીતિ પવન કા થંભા, રક્ત બુંદ કા ગારા ।
હાડ માંસ નાંડી કો પિંજરુ, પંખી બસૈ બિચારા ।
રાખહુ કંધ ઉસારહુ નીવાં, સાઢે તીનિ હાથ તેરી સીવાં ।।
બંકે બાલ પાગ સિર ડેરી, ઈહુ તનુ હોઈગો ભસમ કી ઢેરી ।
ઉચે મંદર સુંદર નારી, રામ નામ બિનુ બાજી હારી ।।
મેરી જાતી કમીની પાંતિ કમીની, ઓછા જનમુ હમારા ।
તુમ સરનાગતિ રાજા રામચંદ, કહિ 'રવિદાસ' ચમારા ।।29।।

હુસિઆરી હુસિઆરા રે ।
મન જપિ લૈ રામ પિઆરા રે ।।ટેક।।
ગઢિ કાંચા તસકર લાગા રે, તૂં કાહે ન જાન અભાગા રે ।
નેત્ર પસારિ ન દેખૈ રે, તેરા જનમ મરણ કેહિ દેખે રે ।।
પાઉ પસારિ ક્યા સોયા રે, તૈં જનમ અકારથ ખોયા રે ।
જન 'રવિદાસ' રામ મિલજૈ રે, કછુ જાગતિ પહરા કીજૈ રે ।।30।।

---

પદ-28 **કર**=હાથ.. **ધોં**=તો. **તંગ**=સુત્ર, સંબંધ. **થોથરી**=જૂઠી, ખોટી.

પદ-29 **તરવર**=ઝાડ, તરુવર. **ભીતિ**=ભીત, દિવાલ. **થંભા**=થાંભલો. **પિંજરુ**=પાંજરું, શરીર. **પંખી**=જીવાત્મા. **કંધ**=દિવાલ. **સીવાં**=સીમા, હદ. **બંકે**=વાંકડિયા. **ડેરી**=વાંકી.

પદ-30 **ગઢિ**=ગઢ, શરીર. **કાંચા**=કાચો. **તસકર**=ચોર. **લેખે**=કાજે, વાસ્તે. **બંકે**=બાંકે સુંદર, ઘૂઘરાલે. **ડેરી**=ટેઢી, તિરછી.

કાહે મન મારન બન જાઈ, મન કૌ માર કવન સિધિ પાઈ ।
બન જાકરિ ઈહિ મનવા ન મરહીં, મન કૌ મારિ કહહુ કસ તરહીં ॥
મન મારન કા ગુન મન માહીં, મનુ મૂખ તિસ જાનત નાંહી ।
પંચ બિકાર જૌ મન ત્યાગૈ, તૌં મન રામ ચરણ મંહિ લાગૈ ।
રિદૈ રામ સુધ કરમ કમાવઉ, તૌ 'રવિદાસ' મધુ સૂદન પાવઉં ॥31॥

## અનુભૂતિ

ગાઈ ગાઈ અબ કા કહિ ગાઉં, ગાવન હારા કૂં નિકટ બતાઉં ॥ટેક॥
જબ લગિ હૈ યા તન કી આસા, તબ લગિ કરૈ પુકારા ।
જબ મન મિલિઔ આસ નહી તન કી, તબ કો ગાવન હારા ॥
જબ લગિ નદી ન સબુંદ સમાવૈ, તબ લગિ બઢૈ હંકારા ।
જબ મન મિલિઔ રામ સાગર સું, તબ યહુ મિટી પુકારા ॥
જબ લગિ ભગતિ મુકતિ કી આસા, પરમ તત્ત સુનિ ગાવૈ ।
જહં-જહં આસ ધરત હૈ યહુ મન, ત તહં કછૂ ન પાવૈ ॥
છાંડે આસ નિરાસ પરમપદ, તબ સુખ સતિ કર હોઈ ।
કહૈ 'રવિદાસ' જાસૂં અઉર કહત હૈ, પરમ તત્ત સબ સોઈ ॥32॥

ઐસો કછુ અનભઉ, કહત ન આવૈ ।
સાહિબ મેરો મિલૈ, તઉ કો બિગરાવૈ ॥ટેક॥
સબ મૈં હરિ હૈ હરિ મૈં સબ હૈ, હરિ અપન પઉ જિનિ જાના ।
આપનિ આપિ સાખી નહિ દૂસર, જાનનહાર સમાના ॥
બાજીગર સૂ રાંચિ રહીએ, બાજી કૂં મરમ ઈનિ જાના ।
બાજી જૂઠ સાંચી બાજીગર, જાના મન પતિઆના ॥
મન થિર હોઈ તઉ કોઈ ન સૂઝૈ, જાને જાનનહારા ।
કહૈ 'રવિદાસ' બિમલ બિબેક સુખ, સહજ સરુપ સંવારા ॥33॥

---

પદ-31 **સુધ**=શુધ્ધ, પવિત્ર, અચ્છે.
પદ-32 **યા**=ઈસ. **હંકારા**=અહંકાર, હુંકાર, આવાજ, પુકાર.
પદ-33 **અનભઉ**=અનુભવ. **બિગરાવૈ**=અળગા થવાય.
**આપનિ આપિ**=પોતે જાતે. **સાખી**=સાક્ષી. મરમ=મર્મ.
**પતિઆના**=વિશ્વાસ કરવો.

અબ મોહિં ખૂબ વતન ગહ પાઈ, કહાં ખૈરિ સદા મેરે ભાઈ ॥ટેક॥
બેગમપુરા સહર કો નાઉં, દૂખુ અંદોહુ નહીં તિહિ ઠાઉં ॥
ના તસવીસ ખિરાજુ ન માલુ, ખઉફ ન ખતા ન તરસુ જવાલુ ।
કાઈમ દાઈમ સદા પાતિસાહી, દોમ ન સેમ એક સો આહી ॥
આબાદાનુ સદા મસહૂર, કહીં ગની બસહિં મામૂર ।
તિઉં તિઉં સૈલ કરહિં જિઉં ભાવૈ, મરહમ મહિલ ન કો અટકાવૈ ॥
કહિ રવિદાસ ખલાસ ચમારા, જો હમ સહરી સો મીતુ હમારા ॥34॥

દેહૂ કલાલી ! યેક પિયાલા, ઐસા અવધૂ હોઈ મતિવાલા ॥ટેક॥
કહૈ કલાલી પિયાલા દેઉં, પીવન હારૈં કા સિર લેઉં ।
ઐરી કલાલી ! તૈં ક્યા કીયા સિરકા સા તૈં પિયાલા દીયા ।
સિરકૈ સાટૈ મંહગા ભારી, પીવૈગા અપના સિર ડારી ॥
ચંદ સૂર દોઉ સનમુખ હોઈ, પીવૈ પિયાલા મરૈ ન કોઈ ।
સહજ સુનિ મૈં ભાઠી સ્ત્રવૈ, પીવૈ 'રવિદાસ' ગુરુમુખ દ્રવૈ ॥35॥

પીયા રામ રસિ પીયા રે ।
તા તૈં અમર જુગો જુગ જીયા રે ॥ટેક॥
દયા સુરાહી તતુ પિઆલા નિરભઉ અમ્રિત ચીના રે ।
ભરિ ભરિ દેવૈ સુરત કલાલી, દરિયા દરિયા પીના રે ॥
મનિમાતા મન મા મતવારી, ચિત ગલતાન હૈરાના રે ।
પીવતુ પીવતુ આપા ભૂલા, પીવનુહાર બિલાના રે ॥

---

પદ-34 **બેગમપુરા**=ચિંતારહિત સ્થાન, અશોકનગર. **અંદોહુ**=અંદેશો.
**તસબીસ**=ગભરામણ. **ખિરાજુ**=કર. **ખતા**=ગુનો.
**તરસુ**=તરસ, દયા. **જવાલુ**=પતન. **કાઈમદાઈમ**=સ્થિર, કાયમી.
**દોમન સેમ**=બીજું ત્રીજું. **આબાદાનુ**=આબંદાના, રહેવાસી (દાનાપાણી)
**ગની**=ધનિક, દયાળુ. **મામૂર**=સંપન્ન. **મરહમ**=પરિચિત.
**હમસહરી**=શહેરમાં સાથે રહેવાવાળા.

પદ-35 **કલાલી**=કલાલણ, ગુરુ. **અવધુ**=અવધુત, સાધક.
**સિરકાસા**=સિરકા જેવું. **સહજસુનિ**=બ્રહ્મરંધ્ર. સ્ત્રવે=ઝરે છે.
**દ્રવૈ**=પીગળે, દયાળુ.

પાંચ પચીસ તીન અરુ ચારા, મજલસ માંહિ ઘિરાના રે ।
પીવતુ પીવતુ ઉનમત મામા, અલમસ્તી દિવાના રે ॥
દરિ ઘરિ ભૂલિ ગઈઉ 'રવિદાસા' આસા સદ મતવારી રે ।
પલુ પલુ પ્રેમ પિયાલા ચાલૈ, છૂટૈ નાંહિ ખુમારી રે ॥36॥

**સર્વસુખ કામના :**

માધવે ! પારસ મનિ લૈ જાઉ, મોહિં સોને કા નહિ ચાઉ ।
જઉ મો- પૈ રામ દયાલા, દૈઉ ચૂન લૂન ઘીઉ દાલા ॥
મૈં રુખી સૂખી ખાઉં, ઔરન કી ભૂખ મિટાઉં ।
કોઈ પરૈ ના દુખ કી પાસા, સબ સુખી બસૈં 'રવિદાસા' ॥37॥

---

પદ-36 **ગુલતાન**=ડૂબેલો. **પાંચ**=કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, પાંચવિકાર.
**પચીસ**=5 જ્ઞાનેન્દ્રિયો, 5 કર્મેન્દ્રિયો, 5 વિષય, 5 મહાતત્ત્વ, 5 પ્રાણ. આ પચ્ચીસ તત્ત્વ જેનાથી શરીર બંધાયું છે.
**તીન**=સત, રજ, તમ. ત્રણ ગુણ.
**ચાર**=મન, બુધ્ધિ, ચિત્ત. **અહંકાર**=ચાર અંતકરણ.

પદ-37 **ચાઉ**=આવ, ભાવ. **ચૂન**=લોટ. **લૂન**=લવણ, મીઠું.
**પાસા**=પાશ, બંધન.

---

Laserset by Sunny Art Graphics, Surat - 395002
Printed at Sona Printers Pvt. Ltd., New Delhi - 110 020